# THE BEST FRIEND

# દિલોજાન દોસ્ત

અથવા

## ઈસુ મસીહનું સંક્ષિપ્ત જીવનચરિત્ર

"અનંતજીવન એ છે કે તેઓ તને એકલા ખરા દેવને
તથા ઈસુ ખ્રીસ્ત જેને તેં મોકલ્યો છે તેને ઓળખે."
યોહ. ૧૭;૩.

અંગ્રેજીમાંથી ભાષાંતર કરનાર
મિ. હિમ્મતલાલ આશીર્વાદ

*2nd Edition: 5,000. Total 8,000*

ઈ. સ. ૧૯૩૦

કિમ્મત રૂા. ૦-૧-૬

# પ્રસ્તાવના

આ નાનકડા પુસ્તકમાં ઇસુ નાઝારી જે મસીહ છે તેના જીવન-ચરિત્રની મુખ્ય મુખ્ય બાબતો સાદી, સરળ ભાષામાં આપવામાં આવી છે.

આ પુસ્તકને સંક્ષિપ્ત કરવાને માટે, ઇસુ ખ્રીસ્તનું જે વિસ્તીર્ણ જીવનચરિત્ર સુવાર્તાઓમાં આપેલું છે, તેમાંથી ચુંટી કાઢેલી બાબતોજ આમાં દાખલ કરવામાં આવેલી છે.

ધ્યાનમાં રાખવું જોઇએ કે, ઇશ્વર વિષે લોકોને નવું અને ખરૂં જ્ઞાન આપવું એજ ઇસુનો મોટામાં મોટો મનોરથ હતો. તે કહેતો કે, જો કોઇ મને ઓળખશે, તો તે વડે પ્રભુ કોણ અને કેવો છે તે પણ તે જાણશે.

એવી આશાથી આ પુસ્તક લખવામાં આવ્યું છે કે, ઇસુ, જે **દિલોજાન દોસ્ત** છે, તેની સાથેના અંગત પરિચયદ્વારા વાંચકો એક જે સત્ય દેવ છે, તેને ઓળખવાને તથા તેના પર પ્રેમ કરવાને પ્રેરાશે.

# અનુક્રમણિકા


| પ્રકરણ | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧. | ઇસુનું આગમન ... ... ... ... | ૧ |
| ૨. | ઇસુની ધર્મસેવાની શરૂઆત ... ... ... | ૧૧ |
| ૩. | મહાન વૈદ ... ... ... ... ... | ૧૮ |
| ૪. | આ તે કોણ હશે! ... ... ... ... | ૨૨ |
| ૫. | ઇસુનો ઉપદેશ ... ... ... ... | ૩૪ |
| ૬. | પરમેશ્વર અંતઃકરણને જુએ છે ... ... .. | ૩૯ |
| ૭. | ધાર્મિક ફરજો ... ... ... ... | ૪૫ |
| ૮. | યરૂશાલેમ તરફ ઇસુની છેલ્લી મુસાફરી ... ... | ૫૨ |
| ૯. | ઇસુને પકડયો ; તેની તપાસ ... ... ... | ૬૦ |
| ૧૦. | આ કરતાં મોટો પ્રેમ કોઇનો નથી ... ... | ૬૯ |
| ૧૧. | ઇસુનું પુનરૂત્થાન અને સ્વર્ગારોહણ ... ... | ૭૪ |

## પ્રકરણ ૧ લું

# ઇસુનું આગમન

### ઇસુના જન્મ વિષે ભવિષ્યવચન

આસરે બે હજાર વર્ષ ઉપર, જ્યારે મહાન હેરોદ સિરિયા દેશના યહુદાહ પર રાજ્ય કરતો હતો ત્યારે એક દિવસે એવું બન્યું કે પ્રભુએ પોતાના ગાબ્રીએલ નામના એક દૂતને ગાલીલ પ્રાંતમાં આવેલા નાઝારેથ ગામમાં રહેનારી મરિયમ નામની એક જુવાન બાઇ પાસે મોકલ્યો. આ બાઇનું લગ્ન થોડા વખતમાં પ્રબોધક દાઉદના વંશના યુસફ નામના એક માણસ સાથે થવાનું હતું. તે બાઇની પાસે આવીને દૂતે કહ્યું કે, "તને શાંતિ થાઓ, તું કૃપા પામેલી છે, કારણ કે પ્રભુ તારી સાથે છે."

આ ખબર સાંભળીને મરિયમના મનને તો બહુજ અજાયબ જેવું લાગ્યું, અને આ જોઇને ગાબ્રીએલે તેને ખાતરી આપવાને કહ્યું કે, "હે મરિયમ, બી મા; કેમકે મેં જેમ હમણાં કહ્યું તેમ તું પ્રભુની આગળ બહુ કૃપા પામેલી છે; અને જે ખબર હું તને આપવાને આવ્યો છું તે એ છે કે. તને દીકરો થશે, ને તું તેનું નામ ઇસુ પાડશે."

આથી તો વધારે ગભરાઇને અને ગુંચવણમાં પડીને મરિયમે કહ્યું, "એ કેમ કરીને થશે? હું તો હજી પરણી પણ નથી." ત્યારે દૂતે જવાબ આપ્યો કે, "એ વાત ખરી, પણ પ્રભુના પવિત્ર આત્માના પરાક્રમથી આ વાત બની શકે છે, જેથી જે બાળકને તું જન્મ આપશે તે પોતેજ પવિત્ર કહેવાશે." આથી મરિયમની અજાયબી વધી તો ખરી, તો પણ તેણે ઉત્તરમાં કહ્યું કે, "હું તો માત્ર પ્રભુની નમ્ર દાસી છું; તેની ઇચ્છા પૂરી થાઓ." પછી દૂત ચાલ્યો ગયો.

## ઇસુનો જન્મ અને તેની બાલ્યાવસ્થા

હજી મરિયમનું લગ્ન યુસફ સાથે થયું નહોતું, એટલામાં તો ગોગ્ય વખતે તે બાઇ સગર્ભા જણાઇ. હવે આ દૂતે મરિયમને જે પ્રભુ તરફનો સંદેશો આપ્યો હતો. તેમાંનું કંઇ પણ યુસફ જાણતો નહોતો, અને તેથી મરિયમની સગર્ભ સ્થિતિ વિષે પણ તે કંઇ સમજી શક્યો નહિ હોવાથી તેણે પોતાની સાથે લગ્ન કરવાના કરારમાંથી તેને મુક્ત કરવાનો ઠરાવ કર્યો; પરંતુ તે ધાર્મિક અને ભલો માણસ હતો, તેથી તે બાઇનું અપમાન ન થાય એવો રસ્તો તેણે શોધવા માંડયો. હવે એવું બન્યું કે એક રાત્રે પ્રભુના એક દૂતે તેને સ્વપ્નમાં દર્શન દઇને કહ્યું કે, "ઓ યુસફ, દાઉદના દીકરા, તારી સ્ત્રી મરિયમને તેડી લાવવાને શરમાઇશ મા તથા બીશ મા; કેમકે તેને જે ગર્ભ રહેલો છે તે પવિત્ર આત્માથી છે, તેને દીકરો થશે, અને તું તેનું નામ ઇસુ પાડશે." એ નામનો અર્થ એ છે કે, પોતાના લોકોને તેઓનાં પાપમાંથી "જે તારશે તે."

હવે બાળકની પ્રસૂતિનો વખત પાસે આવતો ગયો ત્યારે એવું બન્યું કે, રોમના બાદશાહ, કાઇસાર ઓગસ્તસે એવો ઠરાવ બહાર પાડયો કે, મારી બધી રૈયતની વસ્તીગણના કરવામાં આવે. આ ઠરાવ પ્રમાણે સુરિયાના રૂમી પ્રાંતના બધા યહુદીઓ આ કામને માટે પોતપોતાનાં કુટુંબવાર પોતાની જુદી જુદી જન્મભૂમિમાં એકઠા થયા.

આ પ્રમાણે મરિયમને લઇને યુસફને પણ નાઝારેથમાંથી યહુદાહ પ્રાંતના દાઉદના નગર બેથલેહેમ જવાની જરૂર પડી, કારણ કે તે દાઉદના કુળનો હતો. તેઓ આવ્યાં ત્યારે ધર્મશાળાઓ તો ભરાઇ ગએલી હતી, તેથી તેમને ઢોર બાંધવાની ગભાણમાંજ ઉતરવું પડયું. ત્યાં, એક રાતે, જે બાળકપુત્ર વિષે મરિયમને વચન આપવામાં આવ્યું હતું, તેનો જન્મ થયો, અને તેણે તેને લુગડામાં સંભાળથી લપેટીને પરાળની પથારી કરી તેને તે પર સુવાડયો.

તે રાતે શહેરની પાસેનાં આજુબાજુનાં ખેતરોમાં કેટલાક ભરવાડો પોતાનાં ટોળાંને સાચવતા હતા, તેવામાં એકાએક પ્રભુનો એક દૂત ઝગઝગતા પ્રકાશસહિત તેમને દેખાયો. ઘેટાંપાળકો તો આ જોઇને ભયભીત

થઇ ગયા, પણ દૂતે તેમને કહ્યું કે, "બીઓ મા; સાંભળો, સારી અને મોટા આનંદની સુવાર્તા તમને કહેવાને હું આવ્યો છું; વળી તે એકલા તમનેજ નહિ પણ સર્વ લોકોને કહેવાને આવ્યો છું. તે સમાચાર આ છે કે, આજ રાત્રે, દાઉદના શહેરમાં તમારે સારૂ એક તારનાર, એટલે પ્રભુ મસીહ, જનમ્યો છે. હવે તેની ખાતરી તમને આ રીતે થશે, એટલે કે મુસાફરખાનાના તબેલામાં એક નાના બાળકને તમે જોશો, તેને પરાળની પથારી પર લુગડે લપેટીને સુવાડેલો હશે."

પેલો દૂત હજી બોલતો હતો એટલામાં તો દૂતોનો એક મોટો સમુદાય તેની સાથે સામેલ થયો, અને બધા પ્રભુની સ્તુતિ કરતા એમ ગાતા હતા કે,

"પરમ ઉંચામાં દેવને મહિમા થાઓ,

તથા પૃથ્વી પર જે માણસો વિષે તે પ્રસન્ન છે, તેઓને શાંતિ થાઓ!"

આટલું કહીને દૂતો અલોપ થઇ ગયા. પછી ઘેટાંપાળકો બીકમાંથી શુદ્ધિમાં આવીને એકબીજાને કહેવા લાગ્યા કે, "ચાલો, આપણે એકદમ શહેરમાં જઇએ, અને આ જે અજાયબ જેવી વાત વિષે પ્રભુએ આપણને ખબર આપી છે તે આપણે જાતે જોઇએ!" તેથી તેઓ ઉતાવળા ઉતાવળા બેથલેહેમ ગયા, તો ત્યાં તેમને જેમ કહેવામાં આવ્યું હતું તેમજ તેઓએ મરિયમ તથા યુસફને જોયાં, અને બાળકને પણ પરાળ પર સુતેલો જોયો. બાળકને જોયા પછી તેના વિષેની જે અજબ ખબર દૂત પાસેથી તેમને મળી હતી તે તેમણે બીજાઓને કહી સંભળાવી.

ભરવાડોની વાત જેમણે સાંભળી તે દરેકને આશ્ચર્ય લાગ્યું. પણ આ બધી વાત બહુજ ધ્યાનપૂર્વક સાંભળનાર જો કોઇ હોય તો તે મરિયમ હતી, અને તે પોતાના હૃદયમાં એકેએક શબ્દ સંઘરી રાખતી.

ભરવાડો હરખાતા હરખાતા પોતાનાં ટોળાં પાસે ગયા, અને જે અજાયબ જેવી વાતો પ્રભુએ તેમને દર્શાવી હતી અને સંભળાવી હતી તેને લીધે તેઓ વારંવાર પ્રભુની સ્તુતિ કરતા હતા.

## માગી લોકો ઇસુની મુલાકાતે

હજુ ઇસુ બહુ નાનો બાળકજ હતો, એ દરમિયાન, એક દિવસે યરૂશાલેમ શહેરમાં કેટલાક પરદેશીઓ આવ્યા. તેઓ તો વિદ્વાન માણસો નીકળ્યા. પૂર્વ તરફના કોઇ દૂરના દેશોમાંથી ઘણી લાંબી મુસાફરી કરીને તેઓ આવ્યા હતા. શહેરના રસ્તાઓમાં ચાલતાં ચાલતાં તેઓ લોકોને આવું પૂછીને ચોંકાવતા કે, "યહુદીઓનો જે રાજા જનમ્યો છે, તે ક્યાં છે? કેમકે પૂર્વમાં તેનો તારો જોઇને અમે તેનું ભજન કરવા આવ્યા છીએ."

આ લોકોના આવ્યાની ખબર અને તેઓ જે સવાલ પૂછતા હતા તેની ખબર હેરોદ રાજાને કાને આવી, એટલે તે ઘણો ગભરાયો. પણ તેણે એકદમ યહુદી શાસ્ત્રીઓને તેની રૂબરૂ બોલાવ્યા, અને મસીહનો જન્મ ક્યાં થવો જોઇએ તે સ્થળ વિષે તેઓ તેને ખબર આપે એવો તેમને હુકમ કર્યો. તેઓએ તરતજ તેને જવાબ આપ્યો કે, "યહુદાહના બેથલેહેમમાં: કેમકે પ્રબોધકોએ શાસ્ત્રનાં પુસ્તકોમાં એવું લખેલું છે."

યહુદી શાસ્ત્રીઓને વિદાય કર્યા પછી, હેરોદે પેલા નવા આવેલા માગીઓને છાની રીતે મળવાની ગોઠવણ કરી; અને જે તારા વિષે તેઓ કહેતા હતા તે પ્રથમ તેઓએ ક્યારે જોયો હતો, તે વિષેની બાતમી વાતચીત કરતાં કરતાં તેમની પાસેથી મેળવી લીધી. જે ખબર તેને જોઇતી હતી તે મેળવી લીધા પછી તેણે તેમને બેથલેહેમને રસ્તે વિદાય કર્યા; પણ તેઓ જતા હતા ત્યારે તેણે તેમને કહ્યું કે, "તમે જઇને તે બાળક સંબંધી સારી પેઠે શોધ કરો, અને તમને તે જડે, પછી પાછા આવીને તેનું ઠેકાણું મને પણ જણાવો, કે જેથી હું પણ જઇને તેનું ભજન કરૂં."

રાજાનું કહેલું ધ્યાનમાં રાખીને તેઓ બેથલેહેમને માર્ગે પડયા. તેઓએ પૂર્વમાં જોએલો પેલો તારો તો રાત પડવા આવે તેમ તેમ ખુબ પ્રકાશથી ચળકવા લાગ્યો. તેને જોઇને તેઓ ખુશી થયા, અને જે દિશામાં તે જતો તેજ દિશામાં તેઓ તેની પાછળ પાછળ ગયા. આખરે તે તારો જે જગાએ પેલું નાનું બાળક સુતેલું હતું ત્યાંજ તેમને દોરી ગયો.

ઘણી આતુરતાથી તેઓ ઘરમાં પેઠા; તો આટલા લાંબા વખતથી જેની શોધ તેઓ કરતા હતા તેને એટલે બાળક ઇસુને તેની માના હાથમાં

એકેલો તેઓએ જોયો. તેનું ભજન કરવાને તેઓ સન્માનપૂર્વક ભૂમિ સુધી વાંકા વળ્યા, અને પછી પોતાની ઝોળીઓમાંથી થોડું ચોક્ખું સોનું અને બીજી કીમતી વસ્તુઓ કાઢીને તેઓએ ઇસુ પ્રત્યેના પોતાના ભક્તિભાવના ચિન્હ તરીકે તેને એ અર્પી. પણ તેજ રાતે પ્રભુએ તેઓને સ્વપ્નદ્વારા એવી ચેતવણી આપી કે, તમારે હેરાદ રાજા પાસે પાછા જવું નહિ, તેથી બીજે રસ્તે થઇને તેઓ તેમને દેશ પાછા ગયા.

## ઇસુને મારી નાખવાનો પ્રપંચ

માગી લોકો જતા રહ્યા પછી થોડા વખતે પ્રભુના દૂતે યુસફને પણ ચેતવણી આપવાને સ્વપ્નમાં તેને દર્શન દીધું. તેણે એવો અવાજ સાંભળ્યો કે, "ઉઠ, અને બાળક તથા તેની માને સાથે લઇને એકદમ મિસરમાં નાસી જા, અને હું તને કહું ત્યાં સુધી ત્યાંજ રહે કેમકે બાળકને મારી નાખવા સારૂ હેરોદ તેની શોધ કરવાનો છે!" પછી યુસફ ઉઠયો, અને રાતે ને રાતે બાળક ઇસુને તથા તેની મા મરિયમને લઇને મિસર દેશ નાસી ગયો, અને હેરોદના મરણ સુધી તે ત્યાંજ રહ્યો.

હવે જ્યારે હેરોદ રાજાને માલમ પડયું કે, પૂર્વના દેશમાંથી આવેલા જ્ઞાની પુરૂષોએ મને ઠગ્યો છે, ત્યારે તેને રોમેરોમ કોપ વ્યાપ્યો, અને પોતાના હુકમથી તેણે બેથલેહેમમાંના અને તેની સઘળી સીમોમાંના બધા બે વરસ સુધીના નરબાળકોનો સંહાર કરાવ્યો. જ્ઞાની પુરૂષો તરફથી જે ખબર તેને મળી હતી તેને આધારે તેણે આવું કર્યું હતું.

આખરે રાજા હેરોદ મોટો મરણ પામ્યો, એટલે પ્રભુના દૂતે મિસરમાં યુસફને દર્શન દઇને કહ્યું કે, "ઉઠ, બાળક તથા તેની માને સાથે લઇને ઇસ્રાએલ દેશમાં પાછો જા; કેમકે જેઓ બાળકનો જીવ લેવા માગતા હતા, તેઓ મરી ગયા છે." તેથી યુસફ તેના પોતાના દેશમાં પાછો આવ્યો, અને ફરીથી નાઝારેથ નામના નગરમાં જઇ વસ્યો.

## બાલ્યાવસ્થા અને યુવાનાવસ્થા

અહીં નાઝારેથમાં ઇસુ ઉછરીને મોટો થયો. તેની ઉંમરના પ્રમાણમાં તે શરીરે મજબુત અને જ્ઞાન તરફ જોતાં બુદ્ધિશાળી હતો, અને તે જે કંઇ બોલતો અને કામ કરતો તે સર્વમાં દિવ્ય કૃપા જોવામાં આવતી હતી.

પાલેસ્તાઇન દેશનું પાટનગર યરૂશાલેમ શહેર હતું, અને યહુદીઓનાં કેટલાંક વાર્ષિક પર્વોમાંનું એક પાળવાને દર વરસે યરૂશાલેમ જવું, એવો ઇસુનાં માબાપનો રિવાજ હતો. ઇસુ બાર વરસનો થયો ત્યારે તે પણ તેમની સાથે ગયો. પર્વોના દિવસ પૂરા થયા ત્યારે નાઝારેથ જનારાં માણસો પાછાં ઘર ભણી જવા નીકળ્યાં, પણ આ નાનો છોકરો ઇસુ તો શહેરમાંજ પાછળ રહ્યો. તેનાં માબાપને આ વાતની કશી ખબર નહોતી, તેઓ તો અલબત એમ જાણતાં હતાં કે લોકોના ટોળામાં કોઇની સાથે તે હશે. તેઓએ પોતાનાં સગાંસ્નેહીઓમાં અને મિત્રમંડળમાં તેની તપાસ કરી, પણ આખો દિવસ તેનો કંઇ પત્તો નહિ લાગવાથી સાંજ પડતાં તેઓ તો પાછાં યરૂશાલેમ ભણી વળ્યાં, અને પાછા વળતાં પણ આખે રસ્તે બહુજ ચિંતાથી તેઓએ તેની તપાસ કરી.

ત્રણ દિવસ સુધી તો તેઓએ તેને શહેરમાં ને શહેરમાં આમતેમ શોધ્યો, પણ તેમની બધી તપાસ વ્યર્થ ગઇ. પછી આખરે મંદિરમાં તે તેઓને મળ્યો. તે તો પંડિતોની વચમાં બેઠેલો હતો; તે તેઓની વાત સાંભળતો હતો, અને તેમને સવાલો પણ પૂછતો હતો. આ બધું જોઇને મરિયમ અને યુસફને ઘણો અચંબો લાગ્યો. તેઓને એટલું તો માલુમ પડયું કે ઇસુના જ્ઞાન અને તેના ઉત્તરોથી આજુબાજુ બેઠેલા લોકો આશ્ચર્યચકિત થઇ જતા હતા.

તેની મા હળવે રહીને તેની પાસે ગઇ, અને બોલી, "મારા દીકરા, તું અમારી સાથે આવી રીતે કેમ વર્ત્યો? તારા બાપે તથા મેં દુઃખી થઇને તારી શોધ કીધી."

તેના જવાબમાં તેણે કહ્યું કે, "મારી શોધ કરવાની તમને શી જરૂર પડી? શું તમે જાણતાં નહોતાં કે, મારા સ્વર્ગી પિતાના ઘરમાં તમને હું મળું?" પણ જે વાત તેણે તેઓને કહી તે તેઓ સમજ્યાં નહિ.

તથાપિ તે તરત ઉઠયો, અને તેમની સાથે પાછો નાઝારેથ જવાને નીકળ્યો, અને નાઝારેથ જઇને પહેલાંની પેઠેજ તેઓ પ્રત્યે પ્રેમી અને આજ્ઞાધીન થઇ રહ્યો. પણ મરિયમ તો, મંદિરમાં ઇસુને જે જે કહેતો તેણે સાંભળ્યો હતો, તે અજાયબ જેવી વાતો કદી વિસરી જઇ શકીજ નહિ,

એટલુંજ નહિ પણ વારંવાર તે યાદ કરીને પોતાના મનમાં તે વિષે વિચાર કરતી.

બીજાં વીસેક વરસનો વખત તો ઇસુએ નાઝારેથ અને તેની આજુ-બાજુનાં ગામગામડાંમાં ગાળ્યો, અને એ દરમિયાન તે ઉંચો, મજબુત અને જ્ઞાની બન્યો. તે લોકોને બહુ પ્રિય હતો, અને કોઇ ખાસ રીતે પ્રભુની કૃપાનું પણ તે પાત્ર હતો, એવું જણાતું હતું. ગામડાના ભજનસ્થાનમાં તે શીખવા જતો હતો, અને તેના પોતાના ઘરમાં પણ તે પ્રભુના પુસ્તકનો ખંતથી અભ્યાસ કરતો.

જ્યારે તે મોટો થયો ત્યારે પ્રભુની બનાવેલી દુનિયાની સુંદરતા જોઇને તેને બહુ આનંદ થયો, અને ઘણીવાર ખેતરમાં પુષ્પો અને પક્ષીઓ અને પશુઓ પરથી પ્રભુનું જે ડહાપણ અને તેનો જે પ્રેમ દેખાઇ આવતાં તે પર તે બહુ મનન કરતો હતો. તેને ખાસ કરીને નાનાં છોકરાં બહુ પ્રિય લાગતાં. પ્રભુએ જે કામને માટે તેને આ દુનિયામાં મોકલ્યો હતો, તે મહાન કાર્યની તેણે શરૂઆત કરી, ત્યાં સુધી તેણે યુસફની પેઠે સુથારનો ધંધો કર્યા કર્યો.

આ દરમિયાન, દક્ષિણના દેશમાં, યરૂશાલેમની પાસે યોહાન બાપ્તિસ્મા કરનાર નામનો એક નવો પ્રબોધક ઉભો થયો ; તે ઇસુ ખ્રીસ્તનો મસીઆઇ ભાઇ થતો હતો. ઇસુ ત્રીસ વર્ષની ઉમરનો થયો એટલામાં તો, આ પ્રબોધક ઉપદેશક તરીકે પ્રસિદ્ધ થઇ ગયો ; તેનો સંદેશો પણ અજાયબ જેવો અને ધ્યાનમાં લેવા જોગ છે.

## યોહાન બાપ્તિસ્મા કરનાર અને તેનો સંદેશ

આ યોહાન ઝખાર્યાહ અને એલીસાબેત નામનાં ધણીધણીઆણીનો દીકરો હતો. તે યહુદાહના રાનમાં રહીને સંન્યાસીના જેવું જીવન ગાળતો હતો. તેનો પોષાક ઉંટના વાળનો બનાવેલો હતો, તે કમરે ચામડાનો પટો બાંધતો, અને રાનમાં જે ખાવાનું મળે તેવું તે ખાતો. આ માણસની પાસે પ્રભુનો એવો હુકમ આવ્યો કે, તું ઉઠીને બોધ કર ; તે પ્રમાણે યરદન નદીની આજુબાજુના આખા મુલકમાં ફરીફરીને પાપોની ક્ષમાને અર્થે પશ્ચાત્તાપનું બાપ્તિસ્મા તે પ્રગટ કરવા લાગ્યો.

તેણે કહ્યું કે, "પસ્તાવો કરો; કેમકે આકાશનું રાજ્ય પાસે આવ્યું છે." લોકોનાં ટોળેટોળાં તેની વાત સાંભળવાને તેની પાસે જતાં, અને તેઓ ફક્ત યરૂશાલેમમાંથીજ નહિ પણ યહુદાહના બધા ભાગોમાંથી તેની પાસે જતા; અને જેઓ તેમનાં પાપોની કબુલાત કરે, તેઓને તે યરદન નદીના પાણીથી બાપ્તિસ્મા આપતો.

હવે આ યોહાન કોણ હશે, એ જાણવાની લોકોનાં મનમાં બહુ ઉત્કંઠા થઇ, અને તેઓની અપેક્ષા ઉત્તેજિત થતાં તેઓ પૂછવા લાગ્યા કે, જે મસીહ આવવાનો હતો તે તો એ નહિ હોય!

યરૂશાલેમના યહુદીઓએ તેની પાસે યાજકોને મોકલીને પૂછાવ્યું કે, "તું કોણ છે?" તેણે તેમને સાફ કહી દીધું કે, "હું મસીહ નથી." ત્યારે તેઓએ તેને પૂછ્યું કે, "ત્યારે તું કોણ છે? શું તું એલીયાહ છે?" તેણે કહ્યું કે, "હું તો તે પણ નથી." ત્યારે તેઓએ તેને પૂછ્યું કે, "જે પ્રબોધક વિષે વચન આપવામાં આવ્યું હતું તે શું તું છે?" તેણે જવાબ આપ્યો કે, "ના." ત્યારે તેઓએ ફરીથી પૂછ્યું કે, "તું કોણ છે ત્યારે? તે અમને કહે, કે જેઓએ અમને મોકલ્યા છે તેઓને અમે કંઇ જવાબ આપીએ."

તે સર્વને યોહાને એવો જવાબ આપ્યો કે, "યશાયાહ પ્રબોધકના પુસ્તકમાં જેના સંબંધી લખ્યું છે કે,

'રાનમાં પોકારનારની એવી વાણી કે,
પ્રભુનો માર્ગ તૈયાર કરો,
તેના રસ્તા સીધા કરો,'

તે હું છું."

ત્યારે યાજકોએ તેને જવાબ આપ્યો કે, "જો તું મસીહ નથી, અથવા એલીયાહ નથી, અથવા આવનાર પ્રબોધક નથી, તો તું બાપ્તિસ્મા શા માટે કરે છે?"

યોહાને ઉત્તર આપ્યો કે, "હું પાણીથી બાપ્તિસ્મા કરૂં છું. પણ મારી પછી જે આવનાર છે તે પાસેજ છે, અને તે મારા કરતાં મોટો છે, તેને તમે જાણતા નથી. હું તો તેના ચંપલની વાધરી છોડવાને પણ લાયક નથી. તે પવિત્ર આત્માથી તથા આગથી તમારૂં બાપ્તિસ્મા કરશે."

આસરે આ વખતે ઇસુ ઓચિંતો એક દિવસ આવ્યો. તે નાઝારેથથી યોહાનને હાથે બાપ્તિસ્મા પામવાને આવ્યો હતો. યોહાન આ સમજી શક્યો નહિ તેથી તેણે ઇસુને એમ કરતો અટકાવવાનો પ્રયત્ન કરતાં કહ્યું કે, "તારાથી મારે બાપ્તિસ્મા પામવું જોઇએ, ને શું તું મારી પાસે આવે છે?"

પણ ઇસુએ જવાબ આપ્યો કે, "હમણાં એમ થવા દે, કારણ કે આવીજ રીતે આપણે પ્રભુ પ્રત્યેની બધી ફરજ અદા કરવી જોઇએ." ત્યારે યોહાને ઇસુના કહ્યા પ્રમાણે તેને બાપ્તિસ્મા આપ્યું. બાપ્તિસ્મા પામ્યા પછી ઇસુ પાણીમાંથી બહાર નીકળતો હતો ત્યારે તેણે ઉપર નજર કરી, તો તેણે આકાશ ઉઘડેલું જોયું, અને તેને એમ લાગ્યું કે પ્રભુનો પવિત્ર આત્મા ઉતરીને મારા પર રહ્યો છે. આ અદ્‌ભુત વેળાએ એવી આકાશવાણી થઇ કે,

"તું મારો વહાલો દીકરો છે,
તારા પર હું પ્રસન્ન છું."

## ઇસુનું પરીક્ષણ

યરદનથી પાછા વળતાં ઇસુને લાગ્યું કે, પ્રભુનો આત્મા મારી સાથે પૂર્ણ ભરપૂરતાથી છે. એ આત્માની અસરથી જે આત્મિક અનુભવ તેને થયો હતો તે વિષે મનન કરવાને તે તરતજ રાનમાં ગયો. આ રાન તો નિર્જન જગા હતી. ત્યાં જંગલી પશુઓનો વાસો હતો. આવા સ્થળમાં તે ચાળીસ દિવસ રહ્યો; અને એ દરમિયાન તેણે કંઇ ખાધુંપીધું નહિ, આ વખતમાં શેતાને તેનું બહુજ સખત પરીક્ષણ કર્યું.

ઇસુને ભુખથી નિર્ગત થઇ ગએલો જોઇને જાણે કાનમાં કહેતો હોય તેમ શેતાને તેને કહ્યું, "જો તું પ્રભુનો પ્રિય પુત્ર હો તો, આ તારા પગ આગળ જે પત્થરો પડેલા છે તેઓને કહે કે, તે રોટલી બની જાય!"

ઇસુએ જવાબ આપ્યો કે, "એમ લખ્યું છે કે, માણસ એકલી રોટલીથી જીવતો નથી, પણ દરેક શબ્દ જે દેવના મોંમાંથી નીકળે છે તેથી જીવે છે."

બીજે વખતે શેતાન તેને યરૂશાલેમ શહેરમાં લઇ ગયો, અને મંદિરના મિનારા ઉપર તેને બેસાડયો. પાછું તેણે તેને ધીરે રહીને કહ્યું,

"જો તું પ્રભુનો પ્રિય પુત્ર હો તો, અહીંથી પોતાને હેઠળ પાડી નાખ, કેમકે એમ લખ્યું છે કે,

'તે પોતાના દૂતોને તને સાચવવાને આજ્ઞા કરશે ;
અને તેઓ તને પોતાના હાથો પર ધરી લેશે,
કે તારો પગ સરખો પણ પત્થરની સાથે અફળાય નહિ.'"

પણ ઇસુને આ ઉત્તર સૂઝ્યો કે, "એમ લખેલું છે કે, 'પ્રભુ તારા દેવનું પરીક્ષણ તું ન કર!'"

તોપણ ફરીથી શેતાન તેને એક ઘણા ઉંચા પહાડના શિખર પર લઇ ગયો, અને ત્યાંથી તેને જગતનાં સઘળાં રાજ્યો તથા તેઓનો મહિમા દેખાડીને તેણે કહ્યું કે, "આ બધાં રાજ્યો અને તેઓનો મહિમા તેં જોયાંને? એ બધાં મારાં છે. અને મારી મરજીમાં આવે તેને હું તે આપું. માત્ર પગે પડીને મારૂં ભજન કર. અને બધું તારૂંજ થશે."

પણ ઇસુએ કહ્યું, 'અરે શેતાન, અહીંથી જતો રહે; કેમકે એમ લખેલું છે કે, "પ્રભુ તારા દેવનું ભજન કર, અને તેની એકલાનીજ સેવા કર."'

પછી શેતાને ઇસુને તજી દીધો, અને દેવની પાસેથી દૂતોએ આવીને તેની સેવા કરી.

## ઇસુ વિષે યોહાનની સાક્ષી

આ બીના બન્યા પછી થોડેક દિવસે ઇસુ રસ્તે થઇને એક વખત જતો હતો, ત્યારે યોહાને તેને જોઇને પોતાની પાસે ઉભા રહેલાઓને કહ્યું કે, "જુઓ, પેલું દેવનું હલવાન છે, જે જગતનું પાપ હરણ કરવાનું છે. જેના વિષે મેં પહેલાં કહ્યું હતું કે, 'મારી પછી જે આવનાર છે તે મારા કરતાં મોટો છે' તે આજ છે!" યોહાને તેના વિષે એવું કહીને સાક્ષી આપી કે, "મેં આકાશમાંથી પ્રભુના આત્માને બબુતરની પેઠે ઉતરતો જોયો, અને તે તેના પર રહ્યો. પહેલાં તો મેં પોતેજ તેને ન ઓળખ્યો. પણ પ્રભુ જેણે મને પાણીથી બાપ્તિસ્મા કરવાને મોકલ્યો, તેણેજ મને કહ્યું કે, 'જેના પર તું પવિત્ર આત્માને ઉતરતો તથા રહેતો જુએ, તેજ જે પવિત્ર આત્માથી બાપ્તિસ્મા કરવાનો છે, તે છે.' મેં તે ખરેખર જોયું છે, અને શાહેદી આપી છે કે એજ દેવનો દીકરો છે."

૧૫૪૧૫

## પ્રકરણ ૨ જું

# ઇસુની ધર્મસેવાની શરૂઆત

### મંદિરનું શુદ્ધિકરણ

ઇસુ એક દિવસ યરૂશાલેમના મંદિરમાં પેઠો ત્યારે ત્યાં મંદિરના પવિત્ર આંગણામાં ઢોર, ઘેટાં અને કબુતર વેચતાં તેણે લોકોને જોયા, વળી નાણાવટીઓને પણ તેઓનાં આસનો આગળ બેઠેલા જોયા. તેઓને જોઇને તેને ગુસ્સો ચઢયો, તેથી તેણે દોરીઓની ચાબુક બનાવીને અર્પણને માટે આણેલાં બધાં પ્રાણીઓને મંદિરના આંગણામાંથી હાંકી કાઢયાં. તેણે નાણાવટીઓનાં આસનો ઉંધાં વાળ્યાં, અને તેઓનાં નાણાં વેરી નાખ્યાં, અને કબુતર વેચનારાઓની પાસે જઇને તેણે કહ્યું કે, "આ બધું દૂર કરો! મારા બાપના ઘરને વેપારનું ઘર બનાવવાનું નથી!" તેના ચેલાઓને આ જોઇને યાદ આવ્યું કે, એમ લખેલું છે કે, "તારા ઘરની આસ્થા મને ખાઇ નાખે છે."

ત્યારે યહુદી યાજકો ઇસુની આજુબાજુ એકઠા થયા, અને ગુસ્સાથી તેની પાસે તેઓએ જવાબ માગ્યો કે, "આમ કરવાનો તને શો અધિકાર છે! તારી સત્તાની સાબિતી અમને બતાવ." ઇસુએ ઉત્તર આપ્યો કે, "આ મંદિરને પાડી નાખો, અને હું એને ત્રણ દહાડામાં પાછું ઉભું કરીશ." યાજકોએ જવાબ આપ્યો કે, "શું! આ મંદિરને બાંધતાં છેંતાળીશ વર્ષ લાગ્યાં છે, અને શું તું અમને એમ મનાવવા માગે છે કે, તું એને ત્રણ દહાડામાં પાછું ઉભું કરશે?"

પણ ઇસુ તો મંદિરની ઉપમાદ્વારે પોતાનાજ શરીર વિષે બોલતો હતો. આ વાત પછી ઘણે વખતે જ્યારે ઇસુ મુએલાંઓમાંથી પાછો ઉઠયો, ત્યારે તેના ચેલાઓને તેનાં આ અજાયબ જેવાં વચનો યાદ આવ્યાં, અને તેથી તેના વિષે જે લખવામાં આવ્યું હતું તે અને તેણે પોતે જે જે કહ્યું હતું તે તેઓ માની શક્યા.

એક મોટા પર્વ વખતે જ્યારે તે યરૂશાલેમમાં હતો ત્યારે ઘણા લોકોએ તેનાં કરેલાં કામ જોઇને તેના પર વિશ્વાસ કર્યો; પણ ઇસુને તેઓના ઉપર કંઇ ભરોસો આવ્યો નહિ; તે તો સર્વ માણસોને ઓળખતો હતો, અને માનવસ્વભાવ વિષે કોઇ તેને કંઇ કહે એવી તેને કંઇ જરૂર નહોતી. માણસના હૃદયમાં શું છે તે તે સારી પેઠે જાણતો હતો.

## નીકોદેમસ ઇસુની મુલાકાતે

યહુદીઓમાં નીકોદેમસ કરીને એક જાણીતો માણસ હતો, તે એક વખતે રાતે ઇસુની સાથે વાત કરવાને આવ્યો. તેણે ઇસુને કહ્યું કે, "રાબ્બી, અમે જાણીએ છીએ કે તું દેવની પાસેથી આવેલો ઉપદેશક છે, કેમકે જો કોઇ માણસની સાથે દેવ ન હોય તો જે ચમત્કારો તું કરે છે, તે કોઇ કરી શકે નહિ." ઇસુએ આના જવાબમાં કહ્યું કે, "હું તને ખચીત કે, જો કોઇ માણસ ફરીથી જન્મ પામ્યું ન હોય તો તે દેવના રાજ્યનું થઇ શકતું નથી." ત્યારે નીકોદેમસે કહ્યું કે, "પણ, માણસ ઘરડો હોય તો તે ફરીથી કેમ કરીને જન્મ પામી શકે? શું તે બીજી વાર બાળકની પેઠે જન્મ લઇ શકે?" ઇસુએ જવાબ આપ્યો કે, "જો કોઇ માણસ પાણીથી તથા પવિત્ર આત્માથી ફરી જન્મ ન પામે તો તે દેવના રાજ્યમાં જઇ શકતું નથી. જે દેહથી જન્મેલું છે તે દેહ છે, પણ જે આત્માથી જન્મેલું છે તે આત્મા છે. મેં તને કહ્યું કે તારે ફરીથી જન્મ પામવો જોઇએ, એથી આશ્ચર્ય પામતો ના. વા જ્યાં ચાહે છે ત્યાં વાય છે, અને તું તેનો અવાજ સાંભળે છે, પણ તે ક્યાંથી આવે છે, અને ક્યાં જાય છે, એ તું નથી જાણતો. દરેક જે પવિત્ર આત્માથી જન્મેલું છે તે તેના જેવુંજ છે.

## સમરૂની સ્ત્રી

ઇસુને ગાલીલ પાછા જતાં સમરૂન પ્રાંતમાં થઇને જવું પડે તેમ હતું. જતાં જતાં તે સૈખાર નામે એક શહેરમાં આવ્યો. આ શહેર, જે ખેતર યાકૂબે પોતાના દીકરા યુસફને આપ્યું હતું, તેની પાસે હતું. યાકૂબનો જુનો કુવો પણ ત્યાં હતો. ઇસુ ચાલીને થાકી ગએલો હોવાથી કુવા પાસે આરામ લેવાને બેઠો. તે વેળા આસરે બપોર થયા હતા. આ વખતે એક સમરૂની સ્ત્રી કુવે પાણી ભરવાને આવી. ઇસુએ તેને કહ્યું કે,

"મને થોડું પાણી પીવાને આપ." તેના શિષ્યો તો આ વખતે ખાવાનું વેચાતું લેવાને શહેરમાં ગયા હતા.

પણ તે સ્ત્રીએ કહ્યું કે, "હું સમરૂની સ્ત્રી છું, છતાં તું યહુદી થઇને મારી પાસે પાણી માગે છે, એમ કેમ?" (કારણ કે યહુદીઓ અને સમરૂનીઓ એક બીજાને ધિક્કારતા હતા).

પણ ઇસુએ જવાબ આપ્યો, "પ્રભુ માણસોને શું આપે છે એ જો તું જાણતી હોત, અને હાલમાં તારી સાથે જે વાત કરે છે તે કોણ છે, એ જો તું જાણતી હોત તો તેં તેની પાસે માગ્યું હોત, અને તેણે તને જીવતું પાણી આપ્યું હોત." પેલી સ્ત્રીએ કહ્યું, "પણ સાહેબ, તારી પાસે કંઇ વાસણ નથી, વળી આ કુવો ઉંડો છે, તો તે જીવતું પાણી તને મળેજ ક્યાંથી? અમારા પૂર્વજ યાકૂબ, જેણે આ કુવો અમને આપ્યો, અને જેમાંથી તેણે પોતે, તેનાં છોકરાંઓએ અને તેનાં ઢોરોએ પાણી પીધું, તેના કરતાં શું તું મોટો છે?"

ઇસુએ જવાબ આપ્યો, "જેઓ આ પાણી પીએ છે તેઓને ફરી તરસ લાગશે, પણ જે પાણી હું આપું તે જે કોઇ પીએ તે કદી ફરી તરસ્યો થશે નહિ, કેમકે જે પાણી હું માણસને આપું છું, તે તેનામાં અનંતજીવનના પાણીનો અખુટ ઝરો થશે."

તે સ્ત્રી બોલી ઉઠી, "ઓ પ્રભુ, તે પાણીમાંનું થોડું મને આપ, કે હું ફરી તરસી થાઉં નહિ, અને ઘેરથી આટલે દૂર મારે પાણી ભરવા આવવું પડે નહિ."

ઇસુએ કહ્યું, "જા, તારા ધણીને અહીં તેડી લાવ."

સ્ત્રીએ કહ્યું, "મારે તો ધણી નથી."

ઇસુએ જવાબ આપ્યો કે, "તું સાચું બોલે છે કે તારે ધણી નથી; કેમકે તને પાંચ ધણી હતા, અને જે હાલમાં તારી સાથે રહે છે, તે તારો ધણી નથી."

આથી આ સ્ત્રીને ઘણું આશ્ચર્ય લાગ્યું, અને તે બોલી, "સાહેબ, મને એમ લાગે છે કે તું કોઇ પ્રબોધક છે." ત્યાર પછી, પાસે એક ઉંચો પહાડ હતો તેની ભણી ફરીને તે સ્ત્રી બોલી, "સાહેબ, તું જાણે છે કે,

અમારા પૂર્વજો આ પહાડ પર ભજન કરતા હતા, પણ તમે યહુદીઓ કહો છો કે, પ્રભુનું ભજન કરવાની યોગ્ય જગા તો યરૂશાલેમ છે."

ઇસુએ કહ્યું, "બાઇ, મારૂં માન; એવી વેળા આવે છે કે જ્યારે તમે આ પહાડ પર અથવા યરૂશાલેમમાં પણ દેવ બાપનું ભજન નહિ કરશો. હાલ તો જેને તમે જાણતા નથી તેનું તમે ભજન કરો છો. પણ એવી વેળા આવે છે, ખરેખર એ તો આવી ચુકી છે, કે જ્યારે બધા ખરા ભજનારા આત્માથી તથા સત્યતાથી દેવબાપનું ભજન કરશે, કેમકે એવા ભજનારાઓ દેવને જોઇએ છે. દેવ આત્મા છે, અને જેઓ તેનું ભજન કરવાનું ચાહે છે, તેઓએ આત્માથી તથા સત્યતાથી તેનું ભજન કરવું જોઇએ."

ત્યારે તે સ્ત્રી બોલી, "સાહેબ, મસીહ આવે છે એ હું જાણું છું; તે આવશે, ત્યારે તે આપણને બધું કહી બતાવશે." ઇસુએ જવાબ આપ્યો, "તારી સાથે હાલમાં જે બોલે છે, તે હું તેજ છું."

એવામાં ઇસુના ચેલાઓ ખાવાનું લઇને આવ્યા. ઇસુને સ્ત્રીની સાથે વાત કરતો જોઇને તેઓને આશ્ચર્ય તો લાગ્યું, તો પણ, તારે શું જોઇએ છે, કે શા માટે તું તેની સાથે વાત કરે છે, એવું તેને પૂછવાની કોઇની હિમ્મત ચાલી નહિ.

તે દરમિયાન પેલી સ્ત્રી પોતાની ગાગર ત્યાંજ પડતી મૂકીને બહુજ ઉતાવળે શહેરમાં ગઇ, અને લોકોને કહ્યું કે, "મારી સાથે ચાલો અને મેં જે જે કર્યું છે તે બધું જેણે મને કહી દેખાડયું તે માણસને જુઓ. શું એ મસીહ ન હોય?" તેથી શહેરના લોકો તેને જોવાને અને મળવાને ચાલ્યા.

હવે સ્ત્રીએ કહ્યું હતું કે, "મેં જે જે કર્યું છે તે બધું તેણે મને કહી દેખાડયું" તે પરથી સમરૂનના ઘણા લોકોએ ઇસુ પર વિશ્વાસ કર્યો, અને તેઓએ તેની પાસે આવીને તેની વિનંતી કરીને કહ્યું કે, તું અમારી સાથે રહે, એટલે તે બે દિવસ ત્યાં રહ્યો. પછી ઇસુએ તેમને જે જે કહ્યું તે પરથી બીજા ઘણા લોકોએ તેના પર વિશ્વાસ કર્યો. તેથી તે લોકોએ પેલી સ્ત્રીને કહ્યું કે, "તેં અમને જે કહ્યું તેથી અમે વિશ્વાસ કરીએ છીએ એમ નથી, કારણ કે અમે પોતે તેની વાત સાંભળી છે અને અમે ખાતરીથી જાણીએ છીએ કે, જગતનો તારનાર તે એજ છે."

## ઈસુ ખ્રીસ્ત ફરીથી નાઝારેથ આવે છે

આ વાત પછી ઇસુ ખ્રીસ્ત ફરીથી પાછો તેના ચેલાઓને લઇને પોતાના શહેર નાઝારેથ, જ્યાં તે ઉછરીને મોટો થયો હતો, ત્યાં આવ્યો. હવે સાબ્બાથને દિવસે, એટલે યહુદીઓના વિશ્રામને દિવસે, પોતાની રીત પ્રમાણે તે યહુદીઓના ભજનસ્થાનમાં ગયો, અને પ્રભુના પવિત્ર પુસ્તકમાંથી થોડું કંઇ વાંચવાને ઉભો થયો. મંદિરના એક સેવકે તેને યશાયાહ પ્રબોધકનું પુસ્તક આપ્યું અને, અને તેમાં જ્યાં નીચે પ્રમાણે લખેલું હતું તે જગા તેણે કાઢી :

"પ્રભુનો આત્મા મારા પર છે,
કેમકે દરિદ્રીઓ આગળ સુવાર્તા પ્રગટ કરવા સારૂ
તેણે મારો અભિષેક કીધો છે ;
બંધીવાનોને છુટકો,
તથા આંધળાંઓને દૃષ્ટિ પામવાનું જાહેર કરવા,
ઘાયલ થએલાંઓને છોડાવવા,
તથા પ્રભુનું માન્ય વરસ પ્રગટ કરવા સારૂ તેણે મને મોકલ્યો છે."

આ વાંચી રહ્યા પછી તેણે પુસ્તક બંધ કર્યું અને સેવકને તે આપીને પોતે બેસી ગયો. ત્યાર પછી બધાંની નજર તેના ભણી ઠરી રહી. પછી તે વચનનો ખુલાસો કરતાં તેણે કહ્યું કે, "આજ આ ધર્મલેખ તમારા સાંભળતાં પૂરો થયો છે," અને તેના મોંમાંથી જે કૃપાની વાતો નીકળી તેથી તેઓને જે આશ્ચર્ય લાગ્યું તે વિષે તેઓ ખુલ્લેખુલ્લું કહેવા લાગ્યા. પણ તેઓમાં કેટલાએક એવા માણસો હતા કે જે કહેવા લાગ્યા કે, "આ બધું તેની પાસે ક્યાંથી આવ્યું ? આ બધું જ્ઞાન જે તેને આપવામાં આવ્યું છે, અને તેના હાથે જે આ બધા અજાયબ જેવા ચમત્કારો થાય છે, એ પરથી શું સમજવું ? શું એ સુથારનો દીકરો નથી ? વળી શું એ મરિયમનો દીકરો નથી, અને યાકૂબ, યોસે, યહુદા તથા સીમોનનો શું તે ભાઇ નથી ? તેની બેનો શું આપણી મધ્યે રહેતી નથી ?" પહેલાં તેઓ અજાયબ થતા હતા, પણ હવે તેઓને ઠોકરનું કારણ મળ્યું.

ત્યારે ઇસુએ તેઓને કહ્યું કે, "પ્રબોધક તેના પોતાના દેશ તથા પોતાનાં સગાં તથા પોતાના વતન સિવાય, બીજે ઠેકાણે માન વગરનો નથી."

તેથી નાઝારેથમાં તેણે થોડાં માંદાં માણસો ઉપર હાથ મૂકીને તેમને સાજાં કર્યાં, એ સિવાય બીજો કોઇ ચમત્કાર તે કરી શક્યો નહિ. તેઓનામાં બિલકુલ વિશ્વાસ નહિ મળવાથી તેને ઘણી નવાઇ લાગી. તેથી તે નાઝારેથ-માંથી નીકળીને ગાલીલના સરોવરની પાસે કાપરનાહુમમાં જઇ રહ્યો.

## પ્રથમ ચેલાઓ

થોડા વખત પછી ઇસુ ગાલીલના સમુદ્રને કિનારે થઇને જતો હતો, ત્યારે તેણે સીમોન અને આંદ્રિયા નામના બે ભાઇઓને સરોવરમાં જાળ નાખતા જોયા, કારણ કે તેઓ માછીઓ હતા. તેમની પાસે જઇને ઇસુએ તેમને કહ્યું, " આવો, મારી પાછળ ચાલો, એટલે માછલીને બદલે માણસોને પકડતાં હું તમને શિખવીશ." તેઓ એકદમ પોતાની જાળો પડતી કરીને તેની પાસે ગયા. થોડે દૂર ગયા એટલે ઇસુએ બીજા કોઇને જોયા. આ લોકો યાકૂબ અને યોહાન નામના બે ભાઇઓ હતા, અને તેઓ ઝબદી નામના એક માણસના દીકરા હતા. તેઓ પોતાની હોડીમાં બેસીને જાળો સાંધતા હતા. ઇસુએ તેમને પણ બોલાવ્યા, એટલે તેઓ પોતાના બાપને તથા નોકરોને હોડીમાં પડતા મૂકીને તેની સાથે ગયા.

ઇસુ આવી રીતે સરોવરને કાંઠે ફરવા ઘણી વાર નીકળતો, અને તેનું અજબ શિક્ષણ સાંભળવાને લોકો તેની આજુબાજુ ટોળાબંધ વીંટળાઇ વળતા. એક વખતે તો ચાલતાં ચાલતાં તેણે એક દાણ ઉઘરાવનારને જોયો. તે અલફીનો દીકરો માત્થી હતો. તે ચોકી પર બેઠેલો હતો; એને પણ ઇસુએ પેલાઓને જેવું કહ્યું હતું તેવુંજ કહ્યું કે, "ચાલ, મારી પાછળ આવ." તરતજ તેણે બધું પડતું મૂક્યું, અને તે ઉઠીને ઇસુની પાછળ ચાલ્યો.

હવ આ માત્થીએ આ પ્રસંગની યાદગીરીને અર્થે પોતાના ઘરમાં એક મોટી મિજબાની કરી. ઇસુ તથા તેના શિષ્યોને મળવાને તેણે જેઓને આમંત્રણ આપ્યું હતું તેઓ બધા દાણ ઉઘરાવનાર અને હલકા, તિરસ્કારાએલા વર્ગના માણસો હતા. હવે આ વખતે યહુદીઓમાંના ફરોશીપંથના કેટલાએક લોકો હાજર હતા; તેઓએ જ્યારે આ જોયું, ત્યારે તેઓએ ઇસુના શિષ્યોમાંના કેટલાકને કહ્યું કે, " આ દાણીઓ અને ઇજતઆબરૂ વગરના લોકો સાથે તમારો ગુરૂ ખાય છે પીએ છે, એમ કેમ? તે વાજબી છે?"

ઇસુએ તેઓની આ ટીકા સાંભળીને કહ્યું, "જેઓ સાજાં છે તેઓને વૈદની જરૂર નથી, પણ જેઓ માંદાં છે તેઓનેજ છે; પણ મને લાગે છે કે, 'યજ્ઞ કરતાં હું દયાની કિમ્મત વધારે આંકું છું,' એવું જે લખેલું છે, એનો અર્થ તમારે શીખવાની જરૂર છે. હું તો ન્યાયીઓને શોધવાને નહિ, પણ પાપીઓને શોધવાને આવ્યો છું."

ઇસુનો રિવાજ એવો હતો કે પ્રાર્થના કરવાને કોઇ એકાંત ઠેકાણે જવું. કોઇ કોઇ વખત તો આખી રાતની રાત પ્રભુની પ્રાર્થનામાં તે ગાળતો. એક વખતે સવારમાં તેણે પોતાના બધા શિષ્યોને બોલાવ્યા, અને પોતાની સાથે હમેશ રાખવાને તેઓમાંથી બાર જણને પસંદ કર્યા. આ બારને તેણે 'પ્રેરિતો' એવું નામ આપ્યું, કારણ કે ભુંડા આત્માઓને કાઢવાની શક્તિ તેઓને આપીને સુવાર્તા પ્રગટ કરવાને તે તેમને મોકલવા ચહાતો હતો.

આ બાર પ્રેરિતોનાં નામ આ પ્રમાણે છે: સીમોન જેનું નામ તેણે પાછળથી પીતર પાડ્યું તે, અને તેનો ભાઇ આંદ્રિયા; ઝબદીના દીકરા યાકૂબ અને યોહાન; ફિલિપ અને બારથલમુ; થોમા અને માત્થી દાણી; અલ્ફીનો દીકરો યાકૂબ તથા થાદી; સીમોન ઝલોતસ અને ઇસુને પરસ્વાધીન કરનાર યહુદા ઇસકારીઓત.

## પ્રકરણ ૩ જું

# મહાન વૈદ

ઇસુ શહેરેશહેર અને ગામેગામ બધે ફરતો, અને સભાસ્થાનોમાં લોકોને શિખવતો, પ્રભુના રાજ્યની સુવાર્તા બધે પ્રગટ કરતો, અને જેઓને કોઇ પણ જાતનો રોગ કે મંદવાડ થયો હોય તેઓને સાજા કરતો. ખરેખર જ્યારે જ્યારે ગરીબ લોકોનાં ટોળાંને તે જોતો ત્યારે તેના હૃદયમાં તેઓ પ્રત્યે દયા ઉપજતી, કારણ કે જ્યારે ભરવાડ ન હોય ત્યારે જેવાં ઘેટાં હેરાન થાય છે અને તેઓને બીક લાગે છે, તેઓના જેવા આ લોકો તેને લાગતા.

## કોઢિયો શુદ્ધ થાય છે

ઇસુ એક વખતે એક શહેરમાં હતો, ત્યારે એક માણસ જેને આખે શરીરે કોઢ હતો, તે તેની પાસે આવ્યો, અને ઘુંટણે પડીને તેણે તેની વિનંતી કરી કે, "પ્રભુ, જો તું ચાહે તો તું મને સહેલાઇથી શુદ્ધ કરી શકે છે."

ઇસુને બહુજ દયા આવી, તેથી તેણે હાથ લંબાવીને તેને અડકીને કહ્યું કે, "શું, ચાહે તો? અલબત હું તો ચાહું છું. તું શુદ્ધ થા!" અને તરત તેનો કોઢ જતો રહ્યો. ત્યાર પછી ઇસુએ તેને તાકીદ કરી કે, "તારે આમ-તેમ લોકોને કહેવું નહિ, પણ તું લાગલોજ યાજકની પાસે જા, અને મુસાના નિયમશાસ્ત્ર પ્રમાણે, તું શુદ્ધ થયો છે તેને લીધે ઉપકારનું અર્પણ ચઢાવ."

પણ એ માણસ તો ત્યાંથી ગયો કે તરતજ તેના મહા આનંદમાં ને આનંદમાં જે કોઈ તેને મળે તેને, પોતાને જે સાજાપણું મળ્યું હતું તે વિષે, કહેતો. પરિણામ એ આવ્યું કે ઇસુની વાત સાંભળવાને અને તેનાથી નિરોગી થવાને દરેક બાજુથી એટલા બધા લોકો તેની આસપાસ વીંટળાઇ વળતા કે ઇસુ તેઓનાં શહેરોમાં છુટથી હરીફરી શક્યો નહિ. આ બધા લોકો તેની પાસે આવતા હતા, કારણ કે તેઓને માલમ પડયું કે, સાજા કરવાને માટે સર્વશક્તિમાન પ્રભુનું પરાક્રમ તેનામાં હતું. તેથી ઇસુએ એકાંત જગામાં થોડો વખત ગાળવાનો ઠરાવ કર્યો, કે જ્યાં તે પ્રાર્થના કરવામાં વખત ગાળી શકે.

## એક પક્ષઘાતી સાજો થયો

થોડા વખત પછી કોઇ ન જાણે એમ કાપરનાહુમ શહેરમાં ઇસુ પાછો આવ્યો, પણ તરતજ ખબર તો બધે પડી ગઇ કે તે એક ઘરમાં છે. અને બહુ જુજ વખતમાં એટલા બધા લોકો તે જગાએ જઇ પહોંચ્યા કે તે ઘરના બારણા આગળ ઉભા રહેવાની પણ જગા રહી નહિ. જ્યારે તે ઘરમાં રહીને લોકોને બોધ કરતો હતો ત્યારે પક્ષઘાત થએલા એક માણસને લઇને કેટલાક લોકો ત્યાં આવ્યા. આ દરદીને તેના ચાર મિત્રોએ ઉંચકીને આણ્યો હતો. તેઓ ઘરના દરવાજા આગળ આવ્યા ત્યારે ત્યાં એટલી બધી ભીડ હતી કે, તેઓ તેને ઘરના છાપરા ઉપર લઇ ગયા, અને ઇસુ જ્યાં બેઠો હતો તેની બરાબર ઉપરની જગાએથી તેઓએ નળિયાં ખસેડયાં, અને પછી પેલા માણસને તેના બિછાના પર સુવાડીને નીચે ઉતાર્યો.

ઇસુએ આ માણસોનો અજબ વિશ્વાસ જોયો ; પછી પેલો માણસ જે તેની આગળ લાચાર અવસ્થામાં પડેલો હતો તેની ભણી નજર કરીને કહ્યું કે, "દીકરા, હું તને ખાતરી આપું છું કે તારાં પાપ માફ થયાં છે."

હવે ત્યાં જે પંડિતો બેઠેલા હતા તેઓ આ સાંભળીને ગુંચવાયા, અને મનમાં ને મનમાં બબડવા લાગ્યા કે, "આ માણસને આવી રીતે બોલવાનો શો હક છે? એ તો ઇશ્વરનિંદા વગર બીજું શું? પ્રભુ સિવાય પાપ કોણ માફ કરી શકે?" હવે ઇસુને ખબર પડી કે આ લોકો આવી રીતે અંદર અંદર વાતો કર્યા કરે છે, ત્યારે તેણે તેઓને કહ્યું કે, "કેમ, શું છે? ચાલો, કહો જોઇએ, આ બેમાંથી તમને કયું વધારે સહેલું લાગે છે—આ બિચારા પક્ષઘાતીને શું એમ કહેવું કે, 'તારાં પાપ તને માફ થયાં છે,' અથવા, 'ઉઠ, તારૂં બિછાનું લઇને ઘેર જા.' પણ મને, માણસના દીકરાને, પૃથ્વી પર પાપ માફ કરવાનો અધિકાર આપવામાં આવ્યો છે, એની તમને સાબીતી મળે, માટે જુઓ"—પછી પક્ષઘાતી તરફ ફરીને તે તેને કહે છે કે, "'ઉઠ, તારૂં બીછાનું ઉપાડ અને ઘેર જા." પછી ત્યાં જેઓ હતા તે સર્વની અજાયબી વચ્ચે તે માણસ ઉઠયો, તેનું બીછાનું ઉંચક્યું, ને સર્વના દેખતાં ચાલ્યો ગયો.

આ જોઇને લોકોએ પ્રભુની સ્તુતિના ઉદ્ગારો કાઢવા માંડયા અને કહ્યું કે, "અમે કદી આવું પહેલાં જોયું નથી."

## એક બહેરો અને મુગો માણસ સાજો થાય છે

એક દિવસ ગાલીલના સરોવરની સામે આવેલી ટેકરીની બાજુએ ઇસુ બેઠેલો હતો, ત્યારે તેની પાસે એક બહેરા માણસને લાવવામાં આવ્યો. આ માણસ તોતડો પણ હતો. તેના મિત્રોએ તેને સાજો કરવાની ઇસુને વિનંતી કરી. ઇસુએ પેલા માણસને જરા બાજુએ લઇ જઇને તેના કાનોમાં પોતાની આંગળીઓ ઘાલી, અને પછી તે તેની જીભને અડક્યો. પછી આકાશ ભણી જોઇને પ્રાર્થના કરીને તેણે કહ્યું કે, “ઉઘડી જા!” તરત તે માણુસના કાન ઉઘડી ગયા, તેની જીભ છુટી થઇ, અને તે તદન સાફ બોલવા લાગ્યો. ઇસુએ લોકોને હુકમ કર્યો કે, તમે આ જે જોયું છે તે બીજાઓને કહેશો નહિ, પણ તેઓ તો છાના રહી શક્યાજ નહિ, અને તે વાત બધે ફેલાવી દીધી. ખરી હકીકત એ હતી કે, આ જે તેઓએ જોયું હતું તેથી તેઓને એટલી બધી અસર થઇ હતી કે તેઓ બોલી ઉઠયા, “તે બધુંજ કરે છે, અને તે બધું સારૂં કરે છે. તે તો બહેરાને પણ સાંભળતા અને મુગાને બોલતા કરે છે!”

## યાઐરસની દીકરી

યાએરસ નામે સભાસ્થાનનો એક અધિકારી હતો, તેણે એક વખતે ઇસુ પાસે આવીને તેને પગે પડીને બહુજ આતુરતાથી તેની વિનંતી કરીને કહ્યું કે, “પ્રભુ, મારી નાની દીકરી મરણતોલ માંદી છે, માટે તે સાજી થાય એ કારણથી તું આવીને તેના પર હાથ લગાડ;” તેથી ઇસુ પેલા માણુસની સાથે જવા નીકળ્યો. તે હજી તો રસ્તામાં હતો, એવામાં અધિકારીના ઘેરથી કેટલાક લોકે આવીને તેને કહ્યું કે, “તારી દીકરી તો મરી ગઇ છે, હવે આટલેથી આગળ આવવાની ઉપદેશકને તું શું કરવા તસ્દી દે છે?” પણ ઇસુએ તેમની વાત સાંભળીને તે છોકરીના બાપને કહ્યું કે, “ગભરાતો નહિ, માત્ર વિશ્વાસ કર.” ત્યાર પછી બીજા બધા લોકોને કાઢી મૂકીને તેણે પોતાની સાથે માત્ર પીતર, યાકૂબ અને યોહાનને લીધા. તે પેલા અધિકારીને ઘેર પહોંચ્યો ત્યારે ત્યાં તો બધે ગડબડ થઇ રહી હતી, અને લોકો પોકેપોક રડતા અને વિલાપ કરતા હતા. આ જોઇને ઇસુએ ઘરમાં પેસતાં કહ્યું, “આ બધો રડારોળ અને ઘોંઘાટ શા માટે કરવામાં આવે છે? છોકરી મરી ગઇ નથી,

એ તો માત્ર ઉંઘે છે." આ સાંભળીને ઘણા લોકોએ તો તેને હસી કાઢયો, કારણ કે તેઓને તો પક્કી ખાતરી હતી કે તે મરીજ ગએલી છે. પણ ઇસુએ તે બધાંને ઘરમાંથી બહાર કાઢયાં, અને પોતાની સાથે તે છોકરીનાં માબાપને તથા પોતાના ત્રણ શિષ્યોને લઇને, જે ઓરડીમાં તે મરેલી છોકરીને સુવાડેલી હતી તેમાં તે પેઠો. તેના ખાટલા પાસે જઇને તેણે તે છોકરીનો હાથ પકડયો, અને કહ્યું, "હે નાની છોકરી, હું તને કહું છું, ઉઠ!" આ સાંભળતાંજ છોકરી એકદમ ઉઠી અને હરવાફરવા લાગી, કારણ કે તે બાર વરસની વયની હતી. આ જોઇને ત્યાં જેઓ હતાં તે સર્વને બહુજ નવાઇ લાગી.

પછી ઇસુએ તેઓને કહ્યું કે, એને કંઇ ખાવાનું આપો, અને તેઓને તાકીદથી ફરમાવ્યું કે, આ વિષે કોઇને કંઇ કહેવું નહિ. પણ આમ છતાં આ અજાયબ જેવા ચમત્કારની ખબર તે આખા પ્રદેશમાં ફેલાઇ ગઇ.

## ઇસુ અને બાળકો

એક વખતે કેટલીક સ્ત્રીઓ પોતાનાં બાળકોને ઇસુની પાસે લાવતી હતી, એવા ઇરાદાથી કે ઇસુ તેઓના ઉપર હાથ મૂકીને તેમને આશીર્વાદ દે. પણ ઇસુના ચેલાઓએ તેમને કહ્યું કે, "જતાં રહો અને ઇસુને હેરાન ન કરો." પણ ચેલાઓએ આ જે કર્યું તે ઇસુએ જોયું ત્યારે તેને બહુજ ખોટું લાગ્યું, અને તેણે કહ્યું, "એમ નહિ, એ નાનાં બાળકોને મારી પાસે આવવા દો, તેઓને રોકો નહિ, આકાશનું રાજ્ય એવાંઓને માટેજ છે. હું તમને ગંભીરતાથી કહું છું કે, જે કોઇ બાળકની માફક ભરોસો રાખીને દેવના રાજ્યને તાબે થતો નથી, તેને તેના આશીર્વાદોનો હિસ્સો બિલકુલ મળશેજ નહિ." આટલું કહીને ઇસુએ તે છોકરાંઓને પોતાના હાથમાં લીધાં, અને તેઓના પર હાથ મૂકીને તેઓને આશીર્વાદ દીધો.

## પ્રકરણ ૪ થું

# આ તે કોણ હશે !

### ઇસુ તોફાનને શાંત પાડે છે

એક દિવસે સાંજ પડતાં ઇસુએ પોતાના ચેલાઓને કહ્યું કે, "આપણે સરોવરને પેલે પાર જઇએ." તેથી તેની પાસે એકઠા થએલા લોકોને પડતા મૂકીને શિષ્યોએ ઇસુને પોતાની સાથે હોડીમાં લીધો. જ્યારે તેઓ લગભગ સરોવરની વચ્ચોવચ આવી પહોંચ્યા, ત્યારે જબરૂં તોફાન થયું, અને મોજાંઓ હોડીમાં અથડાવા લાગ્યાં, જેથી હોડી તો પાણીથી ભરાઇ જવા લાગી. દરમિયાન ઇસુ તો ડબુસાએ ઓસીકા પર માથું મૂકીને સુઇ ગએલો હતો. શિષ્યો તો બહુજ ગભરાઇ ગએલા હતા. તેઓએ ઇસુને જગાડીને કહ્યું કે, "સ્વામી, અમે ડુબીએ છીએ, તેની તને શું કંઇ ચિંતા નથી ?" એટલે ઇસુએ ઉઠીને પવન તથા મોજાંઓને "શાંત થા !" એમ કહીને વશ કર્યાં. તરતજ પવન બંધ પડયો અને આખા સરોવર પર તદન શાંતિ છવાઇ રહી. ત્યાર પછી પોતાના ચેલાઓની તરફ ફરીને ઇસુએ કહ્યું કે, "તમે આટલા બધા ડરી કેમ ગયા ?" પણ જે થયું હતું તેથી અજાયબ થઇને શિષ્યોએ એક બીજાને કહ્યું કે, "આ તે કોણ હશે ! કેમકે જુઓને ! પવન તથા મોજાંઓ પણ તેનું માને છે !"

### અશુદ્ધ આત્મા વળગેલો માણસ

તેઓ સરોવર ઓળંગીને બીજી બાજુએ ઉતર્યા, અને ગેરાસીનીઓના દેશમાં ગયા, ત્યારે શહેરમાંથી નીકળતો અશુદ્ધ આત્મા વળગેલો એક માણસ તેઓને સામો મળ્યો. આ બિચારો માણસ કેટલાક વખતથી નવસ્રો ફરતો હતો, અને શહેર બહાર કબરસ્થાનોમાં રહેતો હતો. ઘણી વાર અશુદ્ધ આત્મા તેને પકડતો, અને જો કે સાંકળોથી અને બેડીઓથી તેને બાંધવામાં આવતો હતો, તો પણ તે સાંકળો તોડી નાખતો અને અશુદ્ધ આત્મા તેને રાનમાં લઇ જતો.

ઇસુએ દયાથી આ દુઃખી માણસ તરફ જોઇને તે અશુદ્ધ આત્માને તેનામાંથી નીકળી જવાનો હુકમ કર્યો, પણ તેણે એકદમ જોરથી બૂમ પાડી, અને જમીન પર પડીને મોટેથી કહ્યું, "અરે ઇસુ, પરાત્પર દેવના દીકરા, તું મારી પાસે કેમ આવ્યો છે? હું તને વિનંતી કરૂં છું કે, મને દુઃખ ન દે."

પછી ઇસુએ તેને પૂછ્યું કે, "તારૂં નામ શું?" તેણે જવાબ આપ્યો કે, "સેના;" કારણ કે એક નહિ, પણ ઘણાં ભૂતો તેને વળગેલાં હતાં.

હવે સરોવરની સામે પર્વતની બાજુ પર ભુંડોનું એક મોટું ટોળું ચરતું હતું. એટલે ઇસુએ પેલા માણસમાંથી ભૂતોને કાઢયાં કે લાગલાં તેઓ પેલા ભુંડના ટોળામાં પેઠાં, એથી એ બેએક હજાર ભુંડો ભડકીને નાઠાં, અને કરાડા પરથી ધસી પડ્યાં અને સરોવરમાં ડુબી મુઆં.

આ જોઇને તે ભુંડોને ચરાવનારા બહુ બીધા, અને નાસીને પાસેના શહેર અને ગામડાંના લોકોને તે ખબર આપી. લોકો એકદમ આવ્યા, અને તેઓ ઇસુની પાસે ગયા ત્યારે તેઓએ પેલા ભૂત વળગેલા માણસને કપડાં પહેરેલો અને શુદ્ધિમાં આવેલો એવો ઇસુના પગ આગળ શાંત રીતે બેઠેલો જોયો. તેઓ બહુજ બીધા, અને ઇસુને તેઓએ તેઓના દેશમાંથી નીકળી જવાની વિનંતી કરી.

ઇસુ વહાણમાં ચઢતો હતો તે વખતે પેલા સાજા થએલા માણસે ઇસુની પરવાનગી માગી કે, મને તારી સાથે આવવા દે; પણ ઇસુએ જવાબ આપ્યો કે, "ના, મારી સાથે આવવા કરતાં તારે ઘેર અને તારા મિત્રો પાસે જઇને પ્રભુએ તારે માટે કેટલું બધું કર્યું છે તે બધું તેમને કહે." તેથી તે માણસે જઇને, ઇસુએ તેને માટે શું શું કર્યું હતું તે બધું તે દેશનાં માણસોને કહી સંભળાવ્યું; અને તેની વાત જે જે સાંભળતાં તે સર્વને બહુજ અજાયબી લાગતી.

## પાંચ હજાર લોકોને જમાડયા

ફરીથી એક વખત ઇસુ અને તેના ચેલાઓ હોડીમાં બેસીને સરોવર પાર આરામને માટે કોઇ એકાંત જગા શોધવાને નીકળ્યા, કારણ કે એટલાં બધાં માણસો આવતાંજતાં હતાં કે તેઓને ખાવાની પણ ફુરસદ મળતી નહોતી. પણ લોકોએ તેમને જતાં જોયા અને તેમને ઓળખી લીધા, તેથી સર્વ શહેરોમાંથી પગે ચાલીને લોકો તેઓની પાસે જવા નીકળ્યા, અને

ઇસુ અને તેના શિષ્યોની આગળ તેઓ જઇ પહોંચ્યા. તેથી જ્યારે ઇસુ પેલે પાર પહોંચ્યો ત્યારે તો લોકોનું એક મોટું ટોળું તેની રાહ જોઇ રહ્યું હતું. ઇસુએ તેઓનો આવકાર કર્યો, અને તેઓની આગળ દેવના રાજ્ય સંબંધી વાત કરી, અને જે જે કોઇ પણ રીતે બિમાર હતા તેઓને તેણે સાજા કર્યા. પછી સાંજ પડતાં શિષ્યોએ ઇસુની પાસે આવીને કહ્યું કે, "ગુરૂજી, લોકોને વિદાય કર કે તેઓ પાસેનાં ગામોમાં જઇને ખાવાનું વેચાતું લે અને આ પાસેનાં ખેતરોમાં આરામ લે, કેમકે આ ઠેકાણું તો ઉજડ છે." પણ ઇસુએ કહ્યું કે, "તેઓને જતા રહેવાની કંઇ જરૂર નથી, તમે તેઓને કંઇ ખાવાનું આપો." તેના ચેલાઓમાં ફિલીપ કરીને એક જણ હતો, તેણે જવાબ આપ્યો કે, "એકસો રૂપિયાની રોટલી લાવીએ તોપણ તે આ લોકોમાંના દરેકને જરા જરા મળે એટલી પણ બસ થાય નહિ." ઇસુએ પૂછ્યું, "તમારી પાસે કેટલી રોટલી છે? જઇને જુઓ." આંદ્રિયા કરીને બીજો એક શિષ્ય હતો, તેણે જવાબ આપ્યો કે, "એક છોકરો અહીં છે, તેની પાસે પાંચ રોટલી અને બે માછલી છે; પણ તેથી આટલાં બધાંને શું થાય?" ઇસુએ કહ્યું, "તે મારી પાસે લાવો." પછી તેણે તેના ચેલાઓને કહ્યું કે, "લોકોને પચાસ પચાસ અને સો સોના સમુહમાં બેસાડો."

જ્યારે બધું તૈયાર થયું, ત્યારે ઇસુએ પાંચ રોટલી અને બે માછલી લઇને આકાશ તરફ જોઇને સ્તુતિ કરી. પછી તેણે રોટલી તથા માછલીના ટુકડા કરીને લોકોને વહેંચવાને તે પોતાના ચેલાઓને આપ્યા. દરેક ખાઇને ધરાયું, અને પછી જે કકડા વધ્યા તેની શિષ્યોએ બાર ટોપલી ભરી. ખાનાર લોકોની સંખ્યા પાંચ હજારની હતી.

હવે લોકોએ ઇસુની આ અદ્ભુત શક્તિ જોઇ, ત્યારે તેઓએ કહ્યું કે, "જગતમાં જે પ્રબોધક આવવાનો હતો તે ખરેખર આજ છે." પણ ઇસુને માલમ પડયું કે લોકો આવીને મને જબરદસ્તીથી રાજા બનાવવા માગે છે ત્યારે તરતજ પોતાના શિષ્યોને હોડીમાં બેસાડીને તે કાપરનાહુમ જતો રહ્યો.

## ફરોશીઓનું કાવતરૂં

એક સાબ્બાથને દિવસે ઇસુ એક સભાસ્થાનમાં બોધ કરતો હતો. હવે જેઓ તેનું સાંભળતા હતા તેઓમાંના એક માણસનો હાથ સુકાઇ ગએલો હતો. ત્યાં જે ફરોશીઓ અને પંડિતો હતા તેઓએ ઇસુની બરાબર

તપાસ રાખી કે તે તેને સાબ્બાથને દિવસે સાજો કરે છે કે કેમ. આ લોકો ઇસુ પર તોહોમત મૂકવા માગતા હતા, કારણ કે યહુદી નિયમશાસ્ત્રનો કાયદો એવો હતો કે સાબ્બાથને દિવસે કોઇ પણ જાતનું કામ કરવું નહિ. આ લોકોનાં મનમાં શું હતું તે ઇસુ તો સારી પેઠે જાણતો હતો, તેથી તેણે પેલા સુકાઇ ગએલા હાથવાળા માણસને બોલાવીને કહ્યું, "આવીને અહીં આગળ ઉભો રહે;" એટલે તે માણસ આવીને સહુની આગળ ઉભો રહ્યો. પછી ઇસુએ લોકોને કહ્યું, "હવે મને કહો, સાબ્બાથને દિવસે શું કરવાની રજા છે? સારૂં કરવાની કે ભુંડું કરવાની? જીવને બચાવવાની કે તેનો નાશ કરવાની? ધારો કે તમારામાંના કોઇનું ઘેટું સાબ્બાથને દિવસે કુવામાં પડી ગયું હોય, તો શું તમે તેને બહાર નહિ કાઢો? જો કાઢો, તો શું ઘેટા કરતાં માણસ વધારે મૂલ્યવાન નથી? હું તમને કહું છું કે, સાબ્બાથને દિવસે સારૂં કરવાની તો છુટજ છે." જેઓ પોતાની વિરૂદ્ધ કચકચ કરતા હતા તેઓ શાંત રહ્યા છે એ જોઇને ક્રોધયુક્ત નજરથી, અને તેઓ એટલા બધા કઠણ હૃદયના હતા તેને લીધે દુઃખમય લાગણીથી, ઇસુ તેઓની તરફ ફર્યો. પછી પેલા સુકાઇ ગએલા હાથવાળા માણસને સંબોધીને તેણે કહ્યું, "તારો હાથ લાંબો કર." તે માણસે એમ કર્યું એટલે તે તેના બીજા સાજા હાથના જેવો સશક્ત થઇ ગયો. પણ ઇસુનો સામાવાળિયો પક્ષ આથી બહુ ગુસ્સે થઇને ઇસુને શું કરવું તે વિષે મસલત કરવાને ચાલ્યો ગયો. છેવટે તેઓએ યહુદીઓનો બીજો એક પંથ જે હેરોદીઅન કહેવાતો હતો તેના માણસો સાથે જોડાઇ જઇને ઇસુને મારી નાખવાનું કાવતરૂં કરવાનો નિર્ણય કર્યો.

## પીતરની મહાન કબુલાત

થોડા વખત પછી એક વખત ઇસુ ખ્રિસ્ત એકલો પ્રાર્થના કરતો હતો. તે કરી રહ્યા પછી તેના ચેલાઓ તેની પાસે આવ્યા, ત્યારે ઇસુએ તેઓને પારખવા માટે કહ્યું કે, "હું કોણ છું, તે વિષે લોકો શું કહે છે, તે મને કહો!"

તેઓએ જવાબ આપ્યો કે, "કેટલાએક કહે છે કે, મરી ગએલાં-ઓમાંથી પાછો ઉઠેલો યોહાન બાપ્તિસ્મા કરનાર તું છે; કેટલાએક કહે છે કે, તું એલીયાહ છે; વળી બીજા કેટલાએક કહે છે કે, તું યિર્મેયાહ, અથવા પુરાતન પ્રબોધકોમાંનો કોઇ છે."

ત્યારે ઇસુએ કહ્યું કે, "વારૂ, હું કોણ છું એ વિષે તમે શું કહો છો?"

પીતરે એકદમ જવાબ આપ્યો કે, "તું દેવનો મસીહ છે!"

ઇસુએ કહ્યું, "પીતર, તને ધન્યવાદ ઘટે છે, કારણ કે તને એ પ્રગટ કરનાર તે કોઇ માણુસ નહિ, પણ મારો આકાશમાંનો પિતા છે!"

પણ ઇસુએ પોતાના ચેલાઓને ફરમાવ્યું કે, હું મસીહ છું એવું તમારે કોઇને કહેવું નહિ.

## પોતાના મરણ અને પુનરૂત્થાન વિષે ઇસુની આગાહી

યહુદી લોકોના આગેવાનોના વિરોધ વિષે એક દિવસ વિચાર કરતાં ઇસુ પોતાના ચેલાઓને સમજાવીને કહેવા લાગ્યો કે, "મારે ફરીથી યરૂ-શાલેમ જવું પડશે, અને ત્યાં મારે ઘણું દુ:ખ વેઠવું પડશે. કારણ કે, મુખ્ય યાજકો અને શાસ્ત્રીઓ, પંડિતો વગેરે મને બદનામ કરવાને અને મારા પર તોહોમત મૂકવાને એકઠા મળશે, અને પછી મને મારી નાખશે, પણ ત્રીજે દિવસે હું પાછો ઉઠીશ" પીતરથી આ વાત સહન થઇ નહિ, તેથી તેણે ઇસુને જરા એક બાજુએ લઇ જઇને કહ્યું કે, "ગુરૂજી, તારે એવું તો બોલવુંજ નહિ, એવું તો તને કદી થવાનુંજ નથી." પણ ઇસુએ પાછા ફરીને પીતરને કહ્યું, "હે શેતાન, તું મારી પછવાડે જા; તું મને ઠોકરરૂપ છે! આ વાતો પર તું પ્રભુના દ્દષ્ટિબિંદુથી જોતો નથી, પણ માણુ-સના દ્દષ્ટિબિંદુથી જુએ છે." પછી બીજા ચેલાઓને સંબોધીને ઇસુએ કહ્યું, "જો કોઇ મારો ખરો શિષ્ય થવા ચાહતો હોય, તો તેણે પોતાનો નકાર કરવો જોઇએ, અને મારી ખાતર ગમે તેવું સંકટ સહન કરવાને ખુશી હોવું જોઇએ.

કેમકે જે કોઇ પોતાનો જીવ બચાવવા ચાહે છે, તે તેને ખોશે,

પણ જે કોઇ મારી ખાતર પોતાનો જીવ ખુએ છે તે તેને બચાવશે.'

## ઇસુનું રૂપાંતર

આ પછી થોડા વખતમાં ઇસુ એક પહાડ પર પ્રાર્થના કરવાને ગયો, ત્યાં તેણે પોતાની સાથે ત્રણ ચેલાઓને એટલે પીતર, યાકૂબ અને યોહાનને લીધા. તે પ્રાર્થના કરતો હતો એવામાં તેના ચહેરાનો દેખાવ બદલાઇ ગયો,

અને તેનાં કપડાં ઘણુંજ સફેત થઇ ગયાં. ત્યારે એકાએક બીજા બે જણુ તેની સાથે વાત કરતા જોવામાં આવ્યા, તેઓ પણુ આંજી નાખે એવા પ્રકાશિત હતા. આ બે જણુ તો મુસા અને એલીયાહ હતા. તેઓની વાતચિત તો યરૂશાલેમમાં ઇસુનું જે મરણુ થવાનું હતું તે સંબંધી હતી.

પીતર અને તેના જોડીઆઓ તો ઉંઘથી ઘેરાયલા હતા, પણુ તેઓ પાછા જાગૃત થયા, તો તેઓએ ઇસુનો તથા તેની પાસે ઉભા રહેલા પેલા બે માણસોનો મહિમા જોયો.

હવે મુસા અને એલીયાહ ત્યાંથી જવાની તૈયારીમાં હતા ત્યારે પીતરે ઇસુને કહ્યું કે, “સ્વામી, અહીં રહેવું આપણે માટે સારૂં છે; તું કહે તો અમે ત્રણુ માંડવા બનાવીએ, એક તારે સારૂ, એક મુસાને સારૂ અને એક એલીયાહને સારૂ”—તેના આવેશમાં ને આવેશમાં પોતે શું બોલતો હતો તે તે જાણુતો નહોતો.

પણુ તે બોલતો હતો એટલામાં એક વાદળું આવ્યું અને તેણે તેઓના ઉપર છાયા કરી. ઇસુના ચેલાઓ ગભરાઇ ગયા, કેમકે વાદળામાંથી તેઓએ એવી વાણી સાંભળી કે, “આ મારો વહાલો પુત્ર છે, એના પર હું બહુ પ્રસન્ન છું; તેનું સાંભળો.”

એટલામાં તો શિષ્યોને બહુ બીક લાગી, જેથી તેઓ ભૂમિ પર ઉંધા પડયા. પણુ ઇસુએ આવીને તેઓના પર હાથ મૂકીને કહ્યું કે, “ઉઠો, બીઓ નહિ.” પછી જ્યારે શિષ્યોએ ઉંચું જોયું ત્યારે તેઓએ ઇસુ વિના બીજા કોઇને જોયો નહિ.

પહાડ પરથી નીચે ઉતરતાં ઇસુએ તેઓને સખત તાકીદ કરી કે, “હું મુએલાંઓમાંથી પાછો ઉઠું ત્યાં સુધી તમે જે જોયું છે તે વિષે તમારે કોઇને કંઇ કહેવું નહિ.” આ શબ્દો ફરી સાંભળીને શિષ્યો માહોમાંહે ચર્ચા કરવા લાગ્યા કે, આ મુએલાંમાંથી પાછા ઉઠવું એ શું હશે. ત્યાર પછી ઇસુની તરફ ફરીને તેઓએ તેને પૂછ્યું કે, “શાસ્ત્રીઓ હમેશાંથી એમ કહેતા આવ્યા છે કે મસીહની પહેલાં એલીયાહે આવવું જોઇએ, એ કેમ?” ઇસુએ જવાબ આપ્યો કે, “એલીયાહ પહેલાં આવીને સઘળું યથાસ્થિત કરે છે ખરો; તો પણુ, શું પવિત્ર શાસ્ત્ર મસીહ સંબંધી નથી કહેતું કે, તેણે ઘણું દુઃખ

સહેવું ને તુચ્છકાર પામવો ? પણ હું તમને કહું છું કે, એલીયાહ ક્યારનોએ આવ્યો છે, અને તેઓ પોતાની મરજી પ્રમાણે તેની સાથે વર્ત્યાં !" ત્યારે શિષ્યો સમજ્યા કે, યોહાન બાપ્તિસ્મા કરનાર જેને હમણાં થોડાજ વખત પર મારી નાખવામાં આવ્યો હતો તેના વિષે તેણે એ કહ્યું.

## ઇસુ ભૂત કાઢે છે

તેઓ પહાડ પરથી નીચે ઉતર્યા ત્યારે બીજા શિષ્યોની આજુબાજુ તેઓએ લોકોનું મોટું ટોળું વીંટળાઇ વળેલું જોયું. તે ટોળામાંનો એક માણસ દોડતો ઇસુની પાસે આવીને તેને પગે પડીને કહેવા લાગ્યો કે, "પ્રભુ, હું તને વિનંતી કરૂં છું કે, મારા દીકરા પર દયા કર. એ મારો એકનોએક દીકરો છે. એક ભૂત તેને વળગે છે, તે તેને નીચે પછાડે છે, તેને મોઢે ફીણ આવે છે, તે દાંત પીસે છે, અને આવી રીતે તે દિવસે દિવસે તવાતો જાય છે. તારી ગેરહાજરીમાં હું તેને તારા ચેલાઓ પાસે લાવ્યો, પણ તેઓ તેને સાજો કરી શક્યા નહિ." ઇસુ બોલ્યો, "તમે બધા સરખાજ છો, તમે પ્રભુ પર જોઇએ તેટલો ભરોસો રાખતા નથી. તમારે પ્રભુ પર વિશેષ ને વિશેષ ભરોસો રાખવો એવું હું ક્યાં સુધી તમને શિખવતો રહું ? તે છોકરાને મારી પાસે લાવો." એટલે તેઓ તેને તેની પાસે લઇ ગયા.

પણ તે ભુંડા આત્માએ ઇસુને જોયો કે તરતજ તે છોકરાને તાણ આવે એવું તેણે કર્યું, તેથી તે જમીન પર પડ્યો, આમતેમ આળોટ્યો, અને મોઢેથી ફીણ કાઢ્યું. ત્યાર પછી ઇસુએ તેના બાપને પૂછ્યું કે, "આવું તેને કેટલા વખતથી થાય છે ?" તે માણસે જવાબ આપ્યો કે, "બાળપણથી ; ઘણી વાર તે ભુંડા આત્માએ તેનો નાશ કરવાને તેને આગમાં તથા પાણીમાં નાખી દીધેલો છે—પણ જો તું કંઇ કરી શકે તો અમને મદદ કર, અમારા પર દયા કર !" ઇસુએ અજાયબ થઇને જવાબ આપ્યો કે, "હું કંઇ કરી શકું તો ! જેને વિશ્વાસ છે તેને માટે તો ગમે તે કરી શકાય." તે બાવરા બની ગએલા માણસે એકદમ મોટેથી કહ્યું, "પ્રભુ, હું વિશ્વાસ તો કરૂં છું, પણ એટલુંજ કે, મારા વિશ્વાસને બળવાન કર !"

હવે જ્યારે ઇસુએ જોયું કે, આટલા વખતમાં તો ટોળું વધતું ગયું છે, અને હજી પણ વધતું જાય છે, ત્યારે તેણે તે ભુંડા આત્માને ધમકાવીને કહ્યું કે,

"હું તને હુકમ કરૂં છું કે તું એનામાંથી નીકળ, અને ફરી તેનામાં કદી ન પેસ!" પછી તે ભુંડો આત્મા તેનામાંથી નીકળ્યો, પણ ત્યાર પહેલાં તેણે બહુ મોટી ચીસ પાડી, અને એવું કર્યું કે તે છોકરાને સખતમાં સખત તાણ થઇ, એટલે સુધી કે તે મુડદા જેવો થઇ ગયો, અને ઘણાખરા લોકોએ તો એમ પણ કહ્યું કે, "અરે, એ તો મરી ગયો છે!" પણ ઇસુએ હળવે રહીને તેનો હાથ પકડીને તેને ઉઠાડયો, અને તેને તેના બાપને સોંપ્યો. પ્રભુની આ મોટી શક્તિનું કામ જેઓએ જોયું તે સર્વ લોકો બહુ ભયભીત થયા.

ફરી ઇસુ ઘરમાં પેઠો ત્યારે તેના શિષ્યોએ તેને એકાંતમાં પૂછ્યું કે, "પ્રભુ, અમે એ ભુંડા આત્માને કાઢી ન શક્યા, એનું શું કારણ?" તેણે જવાબ આપ્યો કે, "માત્ર પ્રાર્થનાવડેજ એ જાતનું ભૂત કાઢી શકાય છે. એ ઉપરાંત તમારો વિશ્વાસ માત્ર નહિ જેવો છે. જો તમારામાં રાઇના દાણા જેટલો પણ વિશ્વાસ હોય અને તમે આ પહાડને કહેશો કે, તું અહીંથી ખસીને ત્યાં જા, તો તે ખસી જશે; હા, તમને કંઇજ અશક્ય લાગશે નહિ."

## ધિક્કાર પામેલાઓનો મિત્ર

### એક પસ્તાવિક સ્ત્રી ઈસુને પગે અત્તર ચોળે છે

એક દિવસે એક ફરોશીએ ઇસુને પોતાને ત્યાં જમવા નહોતર્યો, તેથી ઇસુ તેને ત્યાં જઇને મેજ આગળ જમવા બેઠો. હવે એ શહેરમાં એક પાપી સ્ત્રી હતી, તેણે સાંભળ્યું કે ઇસુ ફલાણા ફરોશીને ઘેર જમવા બેઠેલો છે, ત્યારે અત્તરની સંગેમરમરની એક કીમતી ડબ્બી લાવીને તેના પગ પાસે તે રડતી રડતી ઉભી રહી. તેનાં આંસુથી ઇસુના પગ પલળવા લાગ્યા, અને તે પોતાના ચોટલાથી તેમને લુછતી હતી, અને લુછતાં લુછતાં તે ઇસુના પગને વારંવાર ચુમતી; ત્યાર પછી તેણે પેલી સીસીમાંનું અત્તર તેના પગે ચોળ્યું.

હવે જ્યારે પેલા ફરોશીએ આ જોયું ત્યારે તેણે પોતાના મનમાં કહ્યું કે, "આ માણસ ખરો પ્રબોધક નથી, કેમકે જો તે ખરો પ્રબોધક હોત તો આ તેને અડકનાર સ્ત્રી કોણ અને કેવી છે એ તે જાણત. એ સ્ત્રી તો ખરાબ છે." ફરોશીના વિચારો જાણી લઇને તેને જવાબ આપતાં ઇસુએ

કહ્યું કે, "સીમોન, મારે તને કંઈક કહેવું છે." સીમોને કહ્યું, "ઉપદેશક, કહે." ઇસુએ કહ્યું, "એક વખતે એક લેણદારને બે દેવાદાર હતા. એકને રૂા. ૫૦૦નું દેવું હતું, અને બીજાને રૂા. ૫૦ નું હતું. પણ બેમાંનો કોઇ તેને પાછું વાળવાને શક્તિમાન નહિ હોવાથી તેણે બન્નેને માફ કર્યું. હવે એ બેમાંનો કોણ તેના પર વધારે પ્રેમ રાખશે, એ વિષે તું શું ધારે છે ?"

સીમોને કહ્યું, "મને લાગે છે કે, જેને વધારે માફ કરવામાં આવ્યું તે." ઇસુએ કહ્યું, "બરાબર." પછી પેલી સ્ત્રીની ભણી ફરીને તેણે સીમોનને કહ્યું, "આ સ્ત્રીને તું જુએ છે? હું તારે ઘેર આવ્યો, ત્યારે

મારા પગ ધોવાને સારૂ તેં મને પાણી આપ્યું નહિ,
પણ એણે મારા પગ તેના આંસુથી ધોઇને
પોતાના ચોટલાથી તેમને લુછ્યા છે.
તેં મને ચુંબન કર્યું નહિ,
પણ તે તો, તે અહીં આવી તે પળથીજ
મારા પગને ચુંબન કરતાં થોભી નથી.
તેં મારે માથે તેલ ચોળ્યું નહિ,
પણ એણે મારે પગે મૂલ્યવાન અત્તર ચોળ્યું છે.

"હું તને ખાતરીથી કહું છું કે, એનાં પાપ ઘણાં હતાં ખરાં, તોપણ તે સર્વની ક્ષમા કરવામાં આવી છે, કેમકે તેનો પ્રેમ મોટો છે. જેને ઓછું માફ થયું હોય તેજ ઓછો પ્રેમ કરે." ત્યાર પછી તે સ્ત્રીને સંબોધીને તે કહે છે કે, "તારાં પાપ ખરેખર માફ થયાં છે!"

ઇસુને આવું કહેતો સાંભળીને બીજા લોકો જે જમવા બેઠા હતા તેઓ પૂછવા લાગ્યા કે, "આ તે કોણ છે કે, જે પાપ પણ માફ કરે છે!" પણ ઇસુએ તો તે સ્ત્રીનેજ સંબોધીને કહ્યું કે, "તારા વિશ્વાસે તને બચાવી છે; જા, અને તને શાંતિ થાઓ!"

## ઈસુ અને એક દાણી

ઇસુ એક વખત યરેખોમાં થઇને જતો હતો, ત્યારે જાખી નામે ત્યાંનો એક માણસ, જે મુખ્ય દાણી અને વળી શ્રીમંત હતો, તેને ઇસુ કેવો હશે તે જોવાની ઘણી ઇચ્છા થઇ. પણ ઇસુની આજુબાજુ પુષ્કળ

લોકો વીંટળાઇ વળેલા હતા, તેથી તે તેને જોઇ શક્યો નહિ, કારણ કે તે જાતે બહુ ઠીંગણો માણસ હતો. આથી જે રસ્તે થઇને તે બધા લોકો જવાના હતા તે રસ્તે આગળ દોડી જઇને ઇસુને જોવાને રસ્તા પરના એક ઝાડ પર તે ચઢી ગયો.

ઇસુ તે જગાએ આવી પહોંચ્યો ત્યારે તેણે ઉંચું જોયું; પછી જાખીને જોઇને તેણે કહ્યું, "જાખી, તું જલદી નીચે ઉતરી આવ, કેમકે આજ હું તારે ઘેર ઉતરવાનો છું!" આથી આ માણસ અજાયબ થયો, અને તેણે એકદમ નીચે ઉતરીને ખુશીથી ઇસુનો આવકાર કર્યો. પણ બીજા લોકો આ બધું જોઇને કચકચ કરીને કહેવા લાગ્યા કે, જે માણસ આપણા સમાજને લાયક નથી તે માણસનો પરોણો થવાનું ઇસુએ કબૂલ કર્યું છે.

જાખીએ તરતજ ઇસુની ભણી ફરીને તે સર્વ લોકોની આગળ કહ્યું કે, "પ્રભુ, મારી દોલતનો અર્ધો ભાગ દરિદ્રીઓને વહેંચી આપવાનું આજથી હું ગંભીરતાથી વચન આપું છું; એટલુંજ નહિ પણ, જો મેં કોઇને ઠગ્યો હોય તો હું તેને તેથી ચોગણું પાછું આપવાનું વચન આપું છું."

ત્યાર પછી ઇસુએ તેના વિષે કહ્યું કે, "મારે પણ એમ કહેવું છે કે, આજ આ ઘેર તારણ આવ્યું છે, કેમકે જાખીએ પોતાને ઇબ્રાહીમનો ખરો દીકરો ઠરાવ્યો છે. ખરેખર, જે ખોવાએલાં છે તેઓને શોધવાને તથા તારવાને હું આવ્યો છું!"

## જા! અને ફરીથી પાપ ન કર

એક વખતે ઇસુ મંદિરમાં બેઠો બેઠો જે લોકો તેની આસપાસ એકઠા થએલા હતા તેઓને બોધ કરતો હતો.

ત્યારે વ્યભિચાર કરતાં પકડાએલી એક સ્ત્રીને લઇને કેટલાક ફરોશીઓ અને શાસ્ત્રીઓ ઇસુની પાસે આવ્યા. તેને આગળ ઉભી રાખીને તેઓએ ઇસુને કહ્યું કે, "ગુરૂજી, આ સ્ત્રીને વ્યભિચારનું કૃત્ય કરતાંજ પકડવામાં આવેલી છે. હવે મુસાએ નિયમશાસ્ત્રમાં આપણને આજ્ઞા આપી છે કે, આવી સ્ત્રીને પત્થરે મારીને મારી નાખવી; પણ તું શું કહે છે?" પરંતુ આમાં તેઓની આશા તો એ હતી કે આવી રીતે આપણને ઇસુની વિરૂદ્ધ કંઇ કારણ મળી આવશે.

પણ ઇસુએ નીચે નમીને જમીન ઉપર પોતાની આંગળી વડે કંઇ લખવા માંડયું; પણ જ્યારે પેલા લોકો તેને એ ને એજ પ્રશ્ન પૂછતા રહ્યા, ત્યારે તેણે ઉભા થઇને તેઓને કહ્યું કે, "તમારામાં જે કોઇએ પાપ ન કર્યું હોય તે તેના પર પહેલો પત્થર નાખે." પછી પાછો નીચો વળીને તેણે ફરી જમીન પર લખ્યું.

હવે તેણે જે કહ્યું તે યહુદીઓના આગેવાનોએ સાંભળ્યું, ત્યારે તેઓ મોટામાં મોટાથી માંડીને છેક છેલ્લા સુધી એક પછી એક તેની હજુરમાંથી ચાલ્યા ગયા. આખરે ઇસુ એકલો રહ્યો, અને પેલી સ્ત્રી તેની સામે ઉભી રહેલી હતી.

ત્યારે ઇસુએ ઉંચે જોઇને તે સ્ત્રીને કહ્યું, "બાઇ, તારા પર તોહોમત મૂકનારા ક્યાં છે? શું કોઇએ તને દોષિત ઠરાવી નથી?" તેણે જવાબ આપ્યો, "પ્રભુ, કોઇએ નહિ." ત્યારે ઇસુએ કહ્યું, "હું પણ તને દોષિત ઠરાવતો નથી; તું ચાલી જા, હવેથી પાપ કરતી ના."

## પ્રકરણ ૫મું

# ઇસુનો ઉપદેશ

### પ્રભુ ઇસુ દેવના હૃદયનું પ્રકટીકરણ કરે છે

### ખોવાએલાંઓ પ્રત્યે પ્રેમ

જ્યારે ફરોશીઓએ અને શાસ્ત્રીઓએ દાણીઓને અને ન્યાતબહાર કરાએલાઓને વારંવાર ઇસુની પાસે તેનો બોધ સાંભળવાને આવતા જોયા, ત્યારે તેઓ એવી કચકચ કરવા લાગ્યા કે, "આ કેવો માણસ છે; જુઓ તો ખરા, તે તો ખરેખર પાપીઓનો અંગીકાર કરે છે, એટલુંજ નહિ પણ વળી તેઓની સાથે ભોજનવ્યવહાર રાખે છે!"

ઇસુએ તેઓને જવાબ આપ્યો કે, "ધારો કે તમારામાંના કોઇને સો ઘેટાં હોય, અને તેઓમાંનું એક ખોવાઇ ગયું હોય, તો શું તે પેલાં બાકીનાં નવ્વાણુંને ચરામાં મૂકીને પેલું ખોવાએલું જડે ત્યાં સુધી તેની શોધ કરવાને નીકળી નહિ પડે? અને એ જડયું, તો પછી તે શું કરશે? ખરેખર તે આવું કરશે કે પોતાના હૃદયના આનંદને લીધે તે તેને પોતાની ખાંધે બેસાડીને ઘેર લાવશે, અને ઘેર આવ્યા પછી તે પોતાના મિત્રો અને પાડોસીઓને બોલાવીને કહેશે કે, 'મારી સાથે આનંદ કરો, કેમકે જુઓ, મારૂં જે ઘેટું ખોવાઇ ગયું હતું તે મને જડયું છે.'"

"હું તમને કહું છું કે, તેજ પ્રમાણે જે નવ્વાણું સારા માણસોને પસ્તાવો કરવાની અગત્ય નથી તેઓને લીધે આકાશમાં જે આનંદ કરવામાં આવે છે તે મોટો છે ખરો, તોપણ એક પણ પાપી જે પસ્તાવો કરે છે તેને લીધે એથી વધારે આનંદ થાય છે."

"અથવા ધારો કે કોઇ સ્ત્રીની પાસે દસ રૂપીઆ હોય, અને તેમાંનો એક ખોવાઇ જાય; તો શું તે દીવો કરીને ઘર નહિ વાળે, અને તે તેને જડે ત્યાં સુધી તે તેની સારી પેઠે શોધ નહિ કરે? વળી મળ્યા પછી તે શું કરે છે? તે તેની સખીઓને અને પાડોસણોને બોલાવીને કહે છે કે, 'મારી

સાથે આનંદ કરો, કેમકે જુઓ, મારો જે રૂપીઓ ખોવાઇ ગયો હતો તે મને જડયો છે.' હું તમને કહું છું કે, તેજ પ્રમાણે એક પણ પાપી જો પસ્તાવો કરે તો તેને લીધે દેવના દૂતોની સમક્ષ ઘણો હર્ષ થાય છે."

## ખોવાએલાંઓનો આવકાર

ઇસુએ તેઓને આ બીજું એક દૃષ્ટાંત પણ કહ્યું: "એક જમીનદાર હતો, તેને બે દીકરા હતા. એક દિવસે નાના દીકરાએ પોતાના બાપની પાસે જઇને તેને કહ્યું કે, 'બાપા, તમારી મિલ્કતમાંથી જે મારે ભાગે આવે છે તે મને આપો.' તેથી બાપે પોતાની દોલત તેઓને વહેંચી આપી. નાના દીકરાએ તો પોતાના ભાગનું જે કંઇ હતું તે વેચી નાખ્યું અને જે પૈસા આવ્યા તે લઇને તે કોઇ દૂર દેશમાં જતો રહ્યો, અને ત્યાં બદફેલીમાં પોતાનો પૈસો ઉડાવી દીધો. જ્યારે તેનો બધો પૈસો થઇ રહ્યો ત્યારે એવું બન્યું કે તે દેશમાં ભારે દુકાળ પડયો, તેને તંગી પડવા લાગી, અને તે ભૂખે હેરાન થવા લાગ્યો. તેથી તેણે કંઇ કામની તપાસ કરવા માંડી, અને તપાસ કરતાં કરતાં ત્યાંના એક પૈસાદાર માણસને ત્યાં નોકર રહ્યો. પણ આ દ્રવ્યવાન માણસે તેને ધિક્કારી કાઢીને પોતાનાં ભુંડો ચરાવવાને સારૂ તેને ખેતરમાં જવાનો હુકમ કર્યો! ઘણીવાર તેને મનમાં એમ થઇ આવતું કે, લાવ, આ ભુંડો જે શીંગો ખાય છે તે ખાઇને હું મારૂં પેટ ભરૂં. આવી સ્થિતિમાં તે આવી ગયો હતો તોપણ કોઇ તેને કંઇ આપતું નહિ. પણ આખરે જ્યારે તેની બુદ્ધિ ઠેકાણે આવી ત્યારે તેણે પોતાના મનમાં કહ્યું કે, 'આ કેવી દયાજનક સ્થિતિ! મારા બાપના ઘરના કરતાં આ કેટલી જુદી સ્થિતિ! ત્યાં તો નોકરોને પણ પુષ્કળ ખાવાનું મળે છે, અને અહીં મને, તેના દીકરાને, ભૂખે મરવું પડે છે! બસ બસ! હું ઉઠીને મારા બાપની પાસે જઇશ, અને તેમને કહીશ કે, "બાપા, મેં આકાશ સામે તથા તમારી આગળ પાપ કર્યું છે; હવે હું તમારો દીકરો કહેવાવાને યોગ્ય નથી રહ્યો; માત્ર મને તમારા મજુરોમાંના એકના જેવો ગણો."'

"તેથી તે ઉઠીને તેના બાપની પાસે પાછો ગયો. હજી તો તે ઘણો દૂર હતો એટલામાં તો તેના બાપે તેને જોયો, તેને તેના પર દયા આવી. તે દોડીને તેને ભેટયો અને તેને ચુમીઓ કરી. પછી તે છોકરો કહેવા

લાગ્યો, 'બાપા, મેં આકાશ સામે તથા તમારી આગળ પાપ કર્યું છે; હવે હું તમારો દીકરો કહેવાવાને યોગ્ય તો રહ્યો નથી, એમ છતાં મને પાછો લો.'

"પણ બાપે તેને પૂરું કહેવા પણ ન દીધું, પરંતુ તેથી ઉલટું પોતાના નોકરોને બોલાવીને કહ્યું કે, 'જલદી કરો! સારામાં સારો જામો જલદી કાઢીને એને પહેરાવો, તેના હાથને માટે વીંટી અને તેના પગને માટે જોડા લાવો, અને તમારામાંથી કોઇ જઇને પાળેલા વાછરડાને લાવીને કાપો; અને પછી ચાલો, આપણે ઉજાણી કરીએ અને આનંદ કરીએ, કારણ કે આ મારો દીકરો તો જાણે મુએલોજ હતો, તે પાછો જીવતો થયો છે; તે ખોવાએલો હતો, પણ હવે પાછો જડયો છે.'

"પછી તેઓ આનંદ કરવા લાગ્યા."

## પણ માણસનું હૃદય કેટલું બધું જુદું!

"આ બધું થતું હતું તે દરમિયાન મોટો દીકરો ખેતરમાં કામે હતો. તે ત્યાંથી આવતાં ઘરની નજીક આવી પહોંચ્યો ત્યારે તેણે ખુશાલીનો અવાજ સાંભળ્યો. તેથી તેણે એક નોકરને બોલાવીને પૂછયું કે, 'આ બધું શું છે?' તેણે જવાબ આપ્યો કે, 'તારો ભાઇ પાછો આવ્યો છે અને તારા બાપને તે સહીસલામત અને સાજોતાજો આવી મળ્યો છે તેથી તેણે પાળેલા વાછરડાને કપાવ્યો છે.' આથી મોટો ભાઇ ઘણો ગુસ્સે થયો, અને તેણે ઘરમાં જવાની પણ ના પાડી આખરે તેના બાપે બહાર આવીને તેને શાંત પાડવાનો પ્રયત્ન કર્યો, પણ તેણે કહ્યું, 'જુઓ, આટલાં બધાં વરસોથી હું વિશ્વાસુપણે તમારી સેવા બજાવતો આવ્યો છું; તમારો કોઇ પણ હુકમ મેં કદી તોડયો નથી, તોપણ તમે મને કદી એક લવારૂં સરખું પણ આપ્યું નથી, કે હું મારા મિત્રોની સાથે ખુશાલી કરૂં. પણ હવે, આ તમારો નકામો દીકરો, જેણે કસબેણો પાછળ તમારો પૈસો ઉડાવી દીધો છે, તે પાછો આવ્યો કે તરતજ તમે તેને લીધે આપણા પાળેલા વાછરડાને કપાવ્યો છે.'

"ત્યારે બાપે ધીરે રહીને જવાબ આપ્યો, 'મારા દીકરા, આપણે બે તો સાથેજ રહીએ છીએ, અને તું જાણે છે કે જે મારૂં છે તે બધું તારૂં પણ છે. પણ ખરેખર આજે તો આપણે આનંદ કરવોજ જોઇએ અને ખુશી થવું જોઇએ; કેમકે આ તારો ભાઇ મુએલા જેવો હતો, પણ તે પાછો જીવતો થયો છે; તે ખોવાઇ ગએલો હતો, પણ હવે તે પાછો જડયો છે.'"

## ઇસુની કહેલી કેટલીક બોધરૂપ વાર્તાઓ

### ક્ષમા વિષે

એક દિવસે પીતરે ઇસુની પાસે આવીને કહ્યું, "ગુરૂજી, મારો ભાઇ મારી વિરૂદ્ધ અપરાધ કર્યા કરે તો મારે તેને કેટલી વાર માફ કરવું, શું સાત વાર બસ નથી?" ઇસુએ જવાબ આપ્યો, "સાત વાર નહિ તેમ સિત્તેરગણી સાત વાર પણ નહિ. પણ આ સંબંધમાં દેવના રાજ્યનો જે નિયમ છે તે એક રાજાની વાત પરથી સમજાવી શકાય. તેણે એક દિવસ તેના નોકરોની પાસેથી હિસાબ લેવાનો ઠરાવ કર્યો.

"જ્યારે તે હિસાબ લેવા લાગ્યો ત્યારે તેની પાસે એક એવા દેવા-દારને લાવવામાં આવ્યો કે, જેને ત્રણ કરોડ રૂપિયા સુધીનું દેવું હતું. હવે રાજાએ જોયું કે, આ માણસથી દેવું ભરાય એવું બીલકુલ નથી. ત્યારે તેણે એવો હુકમ આપ્યો કે, 'તું તથા તારી સ્ત્રી તથા તારાં છોકરાં તથા તારૂં જે કંઇ હોય તે સર્વ વેચાઓ, અને પછી દેવું વાળ.'

"તે ચાકરે એકદમ તેના શેઠને પગે પડીને તેની વિનંતી કરીને કહ્યું કે, 'સાહેબ, ધીરજ રાખો, અને હું તમારૂં બધું વાળી આપીશ.' ત્યારે તે શેઠને આ બિચારા લાચાર ચાકર પર દયા આવ્યાથી તેણે તેને છોડી દીધો અને તેનું બધું દેવું તદન માફ કર્યું.

"હવે તે ચાકરે બહાર જતાં જતાં તેના એક સાથી ચાકરને જોયો, કે જેને તેનું પચાસ રૂપિયાની નહિ જેવી રકમનું દેવું હતું. પણ પેલો ચાકર, જેનું દેવું તેના શેઠે માફ કર્યું હતું, તે એકદમ પેલા તેના સાથી ચાકરની સામે ધસી આવ્યો, અને તેનો ટોટો પકડીને તેણે કહ્યું કે, 'મારૂં માગતું ચુકવ.'

"ત્યારે આ તેના સાથી ચાકરે તેને પગે પડીને કહ્યું કે, 'ધીરજ રાખ, અને હું તારૂં માગતું આપીશ.' પણ પેલાએ માન્યું નહિ. પણ તે દેવું વાળે ત્યાં લગી તેણે તેને કેદખાનામાં નાખ્યો. બીજા ચાકરોએ જ્યારે આ બધું જોયું ત્યારે તેઓને બહુજ ખોટું લાગ્યું. તેથી તેઓએ જઇને તે બધું પોતાના શેઠને કહી સંભળાવ્યું. તેથી શેઠે પેલા માણસને, એટલે જેનું દેવું માફ કરવામાં આવ્યું હતું તેને, ફરી પોતાની રૂબરૂ બોલાવીને કહ્યું, 'અરે દુષ્ટ, તેં મારી વિનંતી કરી એટલાજ પરથી મેં તારૂં મોટું દેવું

તદ્દન ભુસી નાખ્યું. ત્યારે મેં તારા પર દયા રાખી તને જવા દીધો હતો, તેથી તારે પણ તારા સાથી ચાકર પર જરૂર દયા રાખવી જોઇતી હતી.' પછી તેના શેઠે બહુ ગુસ્સે થઇને જેટલું દેવું હતું તે બધું તે વાળે ત્યાં લગી તેને કેદખાનામાં નાખ્યો."

ઇસુએ એ દૃષ્ટાંત પરથી આ સાર કાઢયો કે, "જો તમે દરેક પોતાના ભાઇઓના અપરાધ ખરા અંત:કરણથી માફ નહિ કરો તો મારો આકાશમાંનો પિતા પણ તમને માફ નહિ કરશે."

## મારો પાડોસી કોણ?

એક વેળા એક પંડિતે ઇસુને વાતમાં સપડાવવાનો પ્રયત્ન કરીને તેને પૂછ્યું કે, "ઉપદેશક, અનંતજીવનનો વારસો પામવા સારૂ મારે શું કરવું?" ઇસુએ જવાબ આપ્યો, "નિયમશાસ્ત્રમાં શું લખેલું છે? તું શું વાંચે છે?"

તે માણસે કહ્યું, "તારા દેવ પ્રભુ પર તારા ખરા હૃદયથી તથા તારા ખરા જીવથી તથા તારા પુરા સામર્થ્યથી તથા તારા ખરા મનથી પ્રેમ રાખવો, અને જેવો પોતા પર તેવો પોતાના પાડોસી પર પ્રેમ રાખવો." ઇસુએ કહ્યું, "બરાબર છે; એટલું કર એટલે તું જીવશે." પણ તે માણસે નિર્દોષ દેખાવા ચાહીને પૂછ્યું, "પણ મારો પાડોસી કોણ છે?" તેના જવાબમાં ઇસુએ આ નીચેની વાત કહી :

"એક પુરૂષ યરેખોથી યરૂશાલેમ જતો હતો. રસ્તે તે એકાએક લૂટારાઓના હાથમાં પડયો. તેઓએ તેને સખત ઘાયલ કર્યો, અને પછી તેની પાસે જે કંઇ હતું તે તેના પરથી ઉતારી લઇને તેને અધમુઓ મૂકીને તેઓ ચાલ્યા ગયા.

"થોડી વાર પછી દેવયોગે યહુદીઓનો એક યાજક તે રસ્તે થઇને જતો હતો, પણ પેલા ઘાયલ થએલા માણસને જોઇને રસ્તાની બીજી બાજુએ થઇને તે ઉતાવળથી ચાલ્યો ગયો. ત્યાર પછી થોડી વારે બીજો એક યાજક પણ તેજ ઠેકાણે આવ્યો; અને તેણે તેના તરફ જરા નજર કરી ખરી, પણ પછી તે પણ બીજી બાજુએ થઇને ચાલ્યો ગયો.

"પરંતુ ત્યાર પછી એક સમરૂની તે ઠેકાણે આવ્યો. જ્યારે તેણે પેલા ઘાયલ થએલા પુરૂષને જોયો ત્યારે તેને તેના પર બહુ દયા આવી.

તેણે તો તેની આગળ વાંકા વળીને તથા તેના ઘા પર તેલ અને દ્રાક્ષારસ રેડીને પાટા બાંધ્યા. પછી તે તેને પોતાના ખચ્ચર પર બેસાડીને તેને એક ઉતારામાં લઇ ગયો અને ત્યાં તેની સારવાર કરી. બીજે દિવસે સવારે તેણે એક બે રૂપિયા કાઢીને ઉતારાવાળાને આપીને કહ્યું, 'તેની બરાબર આગતાસ્વાગત કરજે, અને આ કરતાં કંઇ વધારે ખરચવાની તને જરૂર પડે તો તે હું પાછો આવીશ ત્યારે તને આપીશ.'"

પછી ઇસુએ પેલા સવાલ કરનાર પંડિતને પૂછ્યું, "હવે તું શું ધારે છે? લૂટારાના હાથમાં પડેલા માણસનો પાડોસી એ ત્રણ મુસાફરોમાંથી કોણ ઠર્યો?"

પેલા માણસે જવાબ આપ્યો, "ખરેખર, જેણે તેના પર દયા કરી તેજ." ત્યારે ઇસુએ જવાબ આપ્યો, "તું પણ જઇને એ પ્રમાણે કર."

## એક દોલતવાન મૂર્ખ

લોભમાં રહેલા જોખમ વિષે બોધ કરતાં એક દિવસે ઇસુએ લોકોને આ વાત કહી કે,

"એક દોલતવાન માણસ હતો; તેની ભોંયમાંથી ઘણી ઉપજ થઇ. તેણે પોતાના મનમાં એવો વિચાર કર્યો કે, 'મારે શું કરવું? મારી વખારમાં બધી ઉપજ ભરી મૂકવાને જગા નથી.' આખરે તેણે કહ્યું કે, 'હવે મને સુઝ પડી કે મારે શું કરવું! હું આ મારી નાની નાની વખારોને પાડી નાખીશ, અને તે કરતાં મોટી બંધાવીશ. આ રીતે હું મારૂં બધું અનાજ અને મારી માલમિલકત ભરી મૂકી શકીશ. પછી તો હું મારા જીવને કહી શકું કે, ઓ જીવ, ઘણાં વરસો સુધી ચાલે અને વળી વધે એટલી ખોરાકી તારે માટે છે. હવે આરામ લે; ખા, પી અને આનંદ કર.'

"પણ પ્રભુએ તેને કહ્યું કે, 'અરે મૂર્ખા! આજ રાત્રેજ તારો જીવ તારી પાસેથી બોલાવી લેવામાં આવશે, તો આ બધું જે તેં આટલી કાળજીથી સિદ્ધ કરી રાખ્યું છે તે બધું કોનું થશે?'"

ઇસુએ આ પરથી એવો બોધ આપ્યો કે, "દેવ પ્રત્યે ધનવાન થવાને બદલે જે પોતાને સારૂ દ્રવ્યનો સંગ્રહ કરે છે તે માણસના એવાજ હાલ થશે."

## પ્રકરણ ૬ઠ્ઠું

# પરમેશ્વર અંતઃકરણને જુએ છે

### સંપ્રદાયનો ગુલામ

ફરીથી એક વખત ફરોશીઓ ઇસુને મળવાને એકઠા થયા. તેઓની સાથે યરૂશાલેમથી આવેલા કેટલાક શાસ્ત્રીઓ પણ હતા. તેઓએ જોયું હતું કે ઇસુના કેટલાક ચેલાઓ અણધોએલે હાથે ખાય છે. (વડીલોના સંપ્રદાયને અનુસરીને ફરોશીઓ અને સર્વ યહુદીઓ કાંડા સુધી હાથ ધોએલા ન હોય તો ખાતા નહિ; વળી બજારની વસ્તુ પણ ધોયા વગર તેઓ ખાતા નહિ. એ ઉપરાંત તેઓ પ્યાલાં, જામ વગેરે વાસણોને ધોવા વીંછળવા વિષેના બીજા પુષ્કળ રિવાજો પાળતા હતા).

. તેથી ફરોશીઓએ અને શાસ્ત્રીઓએ ઇસુને આવો પ્રશ્ન કર્યો, "તારા શિષ્યો આપણા વડીલોના સંપ્રદાય પ્રમાણે કેમ ચાલતા નથી? તેઓ અણધોએલે હાથે કેમ ખાય છે?"

ઇસુએ જવાબ આપ્યો, "તમ ઢોંગીઓ સંબંધી પ્રબોધક યશાયાહે બરાબર કહ્યું છે. તેમાં લખેલું છે કે,

આ લોક હોઠોએ મને માને છે
પણ તેઓનાં હૃદય મારાથી વેગળાં રહે છે.
તેઓ મારું જે ભજન કરે છે તે વ્યર્થ છે.
કારણ કે જે મત તેઓ શીખવે છે
તે માણસોના મત છે, મારા નહિ!"

પછી તેણે લોકોને બોલાવીને કહ્યું કે, "હે સર્વ લોકો, મારી વાતને કાન દો અને આ સમજો:

'માણસના મોંમાં જે પેસે છે તે તેને વટાળતું નથી, પણ મોંમાંથી જે નીકળે છે તે માણસને વટાળે છે!' પછી શિષ્યોએ તેની પાસે આવીને

કહ્યું કે, "ગુરૂજી, હમણાં જે તેં કહ્યું તેથી ફરોશીઓને ખોટું લાગ્યું એ શું તું જાણે છે?"

ઇસુએ જવાબ આપ્યો, "જે કોઇ રોપ મારા આકાશમાંના બાપે રોપ્યો નથી તેને ઉખેડી નાખવામાં આવશે. તેઓને રહેવા દો; તેઓ આંધળાઓના આંધળા દોરનારા છે, અને જો એક આંધળો બીજાને દોરે તો બન્ને ખાડામાં પડશે."

"શું તમે સમજતા નથી કે જે કંઇ મોંમાં પેસે છે તે પેટમાં જાય છે અને ત્યાંથી તેને પછી શરીર બહાર કાઢી નાખવામાં આવે છે; પણ મોંમાંથી જે નીકળે છે, તે હૃદયમાંથી આવે છે, અને માણસને જે વટાળે છે તે એજ છે. કેમકે ભુંડા વિચારો, હત્યા, વ્યભિચાર, કામી ભાવના, ચોરી, જુઠી સાક્ષી તથા નિંદા હૃદયમાંથી નીકળે છે. માણસને જે વટાળે છે તે એજ છે; હાથ ધોયા વગર ખાવું એ માણસને વટાળતું નથી."

## ઇસુ ફરોશીઓને ઠપકો દે છે

બીજે એક પ્રસંગે ઇસુ લોકોને બોધ કરી રહ્યા ત્યાર પછી એક ફરોશીએ તેને પોતાને ઘેર જમવાને નોતર્યો, તેથી ઇસુ તેની સાથે જઇને જમવા બેઠો. જમવા બેસતાં પહેલાં રિવાજ પ્રમાણે નહાવું જોઇએ; પરંતુ ઇસુએ તેમ કર્યું નહિ, તેથી આ ફરોશી અચરત થયો. પણ ઇસુએ તે જોઇને કહ્યું, "તમે ફરોશીઓ બહારના દેખાવ પર બહુ ધ્યાન દો છો! તમે થાળીથાટકો બહારથી શુદ્ધ કરો છો, પણ તમે પોતે અંતરમાં લોભ અને ભુંડાઇથી ભરેલા છો. તમે કેટલા મૂર્ખ છો! જેણે બહારનું બનાવ્યું તેણેજ શું અંદરનું પણ બનાવ્યું નથી? અંદરનું જે છે તેને શુદ્ધ કરવાને મહાવરો રાખો, એટલે આખું સ્વચ્છ દેખાશે.

"અરે ફરોશીઓ, તમને અફસોસ! કેમકે તમે ફુદીનાનો તથા દરેક જાતની વનસ્પતિનો અમુક ભાગ અર્પિત કરો છો ખરા, પણ ન્યાય તથા પ્રભુના પ્રેમને તમે ગણકારતા નથી.

"અરે ફરોશીઓ, તમને અફસોસ! કેમકે પ્રાર્થનાના મંદિરમાં તમને આગળની બેઠકોમાં બેસવાનું ગમે છે, અને ચૌટાંઓમાં લોકો તરફથી તમને સલામો મળે એવું તમે ચાહો છો.

"તમને અફસોસ! કેમકે તમે ધોળેલી કબરના જેવા છો. ને બહારથી શોભાયમાન દેખાય છે ખરી, પણ માંહે મુડદાંનાં હાડકાંથી તથા કહોવાણથી તે ભરપૂર છે.

"અરે શાસ્ત્રીઓ, તમને અફસોસ! કેમકે થકવી નાખે એવા બોજ તમે માણસોની ખાંધે ચઢાવો છો અને તેઓને મદદ કરવાને તમે એક આંગળી પણ લંબાવતા નથી.

"અરે શાસ્ત્રીઓ, તમને અફસોસ! કેમકે જે ચાવી જ્ઞાનનો દરવાજો ખોલે છે તે તમે તમારા પોતાના હાથમાં રાખી છે; તમે પોતે તેમાં પ્રવેશ કર્યો નથી, અને જેઓ પ્રવેશ કરતા હોય છે તેઓને તમે તેમ કરવા દેતા નથી."

ત્યાર પછી જ્યારે તેની વાત સાંભળવાને લોકો તેની આજુબાજુ ભીડ કરતા હતા, ત્યારે તેણે પોતાના ચેલાઓને કહ્યું કે, "આ ફરોશીઓના ઢોંગથી સાવચેત રહેવાની હું તમને ચેતવણી આપું છું."

## મનમાં જે શુદ્ધ છે તેને ધન્ય છે

એક દિવસ ઇસુ પોતાના ચેલાઓને એક પહાડ પરની એકાંત જગામાં લઇ જઇને બેઠો, અને તેઓને ઉપદેશ કરીને તેણે કહ્યું કે,

"આત્મામાં જેઓ રાંક છે તેઓને ધન્ય છે!
કેમકે દેવનું રાજ્ય તેઓનું છે.
જેઓ શોક કરે છે તેઓને ધન્ય છે!
કેમકે તેઓ દિલાસો પામશે.
જેઓ નમ્ર છે તેઓને ધન્ય છે!
કેમકે તેઓ પૃથ્વીનું વતન પામશે.
જેઓને સર્વ સારાપણાની ભૂખ અને તરસ લાગે છે તેઓને ધન્ય છે!
કેમકે તેઓ તૃપ્ત થશે.
દયાળુઓને ધન્ય છે!
કેમકે તેઓ દયા પામશે.
જેઓ મનમાં શુદ્ધ છે તેઓને ધન્ય છે!
કેમકે તેઓને દેવનાં દર્શન થશે.
સલાહ કરાવનારાઓને ધન્ય છે!

કેમકે તેઓ દેવના દીકરા કહેવાશે.
સર્વે સારાપણાની ખાતર જેઓની સતાવણી કરવામાં આવે છે
તેઓને ધન્ય છે !
કેમકે દેવનું રાજ્ય તેઓનું છે."

"મારા મિત્રો, જ્યારે લોક મારી ખાતર તમારી નિંદા કરે, તમારી સતાવણી કરે અને તમારી ઉપર તરેહ તરેહનાં ખોટાં તહોમતો મૂકે ત્યારે તમને ધન્ય છે; તમે આનંદ કરો અને તેને લીધે હર્ષ પામો; કારણ કે, ગમે તેમ પણ, આકાશમાં તમારો બદલો મોટો છે. તેઓ તમારી અગાઉના પ્રબોધકોની પૂંઠે પણ એમજ પડ્યા હતા.

"તમે જગતનું મીઠું છો. હવે જો મીઠામાંથી તેનો ગુણ ગયો, તો કશાથી તે ફરીથી ખારૂં કરી શકાય નહિ. ત્યાર પછી તે કશા કામનું નથી; એ તો ફેંકી દેવા તથા માણસોના પગ તળે છુંદાવાનેજ લાયક છે.

"તમે જગતનો પ્રકાશ છો. પેલું પહાડ પર આવેલું નગર તમે જોયું? તેને ગુપ્ત રાખવું એ બની શકેજ નહિ. વળી માણસો દીવો કરીને તેને વાસણ તળે મૂકતાં નથી; પણ તેઓ તો તેને દીવી પર મૂકે છે. ત્યારે ત્યાં રહીને તે ઘરનાં બધાંને પ્રકાશ આપે છે. તેમજ તમે તમારો પ્રકાશ લોકોની આગળ એવી રીતે પ્રકાશવા દો કે તેઓ તમારી રૂડી કરણીઓ જોઇને આકાશમાંના તમારા બાપની સ્તુતિ કરે.

## ઇસુ અને મુસાનું નિયમશાસ્ત્ર

### વિનાકારણ ક્રોધ કરવો એ પાપ છે

"જુના કાળના લોકોને જે કહેવામાં આવ્યું હતું તે તમે સાંભળ્યું છે કે, 'હત્યા ન કર, અને જે કોઇ હત્યા કરે તેને શિક્ષા થવીજ જોઇએ.' પણ હું તમને એવું કહેવાને આવ્યો છું કે, જે કોઇ વિનાકારણ પોતાના ભાઇની ઉપર ગુસ્સે થાય છે તેને પ્રભુ અપરાધી ઠરાવશે.

"તેજ પ્રમાણે, વેદી આગળ અર્પણ ચઢાવવાને જો તમે મંદિરમાં ગએલા હો, અને ત્યાં પણ તમને એકાએક યાદ આવે કે, મારા ભાઇને મારી વિરૂદ્ધ કંઇ છે, તો ત્યાંજ વેદી આગળ તમારૂં અર્પણ મૂકીને એકદમ જઇને પહેલાં તેની સાથે સલાહ કરો, અને ત્યાર પછી આવીને તમારૂં અર્પણ પૂરૂં કરો.

### અશુદ્ધ વિચાર એ પાપ છે

"વ્યભિચાર ન કર, એમ કહેલું હતું, એ તમે સાંભળ્યું છે; પણ હું તમને એવું કહેવાને આવ્યો છું કે, જે કોઇ કોઇ પણ સ્ત્રી ઉપર ખોટી નજરથી જુએ છે, તે એટલામાંજ પોતાના મનમાં તેની જોડે વ્યભિચાર કરી ચૂક્યો છે.

"તેથી જો તમારી જમણી આંખ તમને હરકતરૂપ નીવડે તો તેને કાઢી નાખીને ફેંકી દો; તમારા આખા શરીરને નરકમાં પડીને આગની વેદના સહન કરવી પડે તેના કરતાં તમારે માટે એ સારૂં છે કે તમારા અવયવોમાંના એકાદનો નાશ થાય. એજ પ્રમાણે, જો તમારો જમણો હાથ તમને હરકતરૂપ નીવડે, તો તેને કાપી નાખીને ફેંકી દો; તમારા આખા શરીરને આગની વેદના સહન કરવી પડે તેના કરતાં તમારે માટે એ સારૂં છે કે તમારા અવયવોમાંના એકાદનો નાશ થાય.

"જે કોઇ પોતાની સ્ત્રીને તજી દે તે તેને ફારગતી લખી આપે, એમ કહેલું હતું, એ તમે સાંભળ્યું છે; પણ હું તમને એવું કહેવાને આવ્યો છું કે, અપતિવ્રતપણાનું કારણ હોય તોજ ફારગતી આપવી; પણ એ સિવાય બીજા કોઇ કારણને લીધે જો કોઇ પોતાની સ્ત્રીને ફારગતી આપે તો તે તેને વ્યભિચારિણી બનાવે છે, અને ત્યાર પછી જે કોઇ તેની સાથે લગ્ન કરે છે તે પણ વ્યભિચાર કરે છે.

### ભુંડાને બદલે ભુંડું કરવું એ પાપ છે

"આંખને બદલે આંખ અને દાંતને બદલે દાંત, એમ કહેલું હતું એ તમે સાંભળ્યું છે; પણ હું તમને એવું કહેવાને આવ્યો છું કે, જો કોઇ તમને ઇજા કરે તો તેની સામે ન થાઓ; જો કોઇ તમારા જમણા ગાલ પર તમાચો મારે, તો તેની તરફ બીજો પણ ફેરવો; જો કોઇ તમારૂં બદન લેવા સારૂ અદાલતમાં તમારા પર દાવો કરે, તો તેને તમારો અંગરખો પણ લેવા દો; જો કોઇ સરકારી માણસ તમને તેની સાથે જબરદસ્તીથી એક ગાઉ લઇ જાય, તો તેની સાથે ભલે બે ગાઉ જાઓ; જો કોઇ ગરીબ માણસ તમારી પાસે કંઇ માગે તો તેને તે આપો, અને તમારી પાસે જે ઉછીનું લેવા આવે તેની તરફથી તમારૂં મોં ન ફેરવો.

## તમારા દુશ્મન પર પણ પ્રેમ કરો

"તું તારા પાડોસી પર પ્રીતિ કર, અને તારા વેરી પર દ્વેષ કર, એમ કહેલું હતું, એ તમે સાંભળ્યું છે; પણ હું તમને એવું કહેવાને આવેલો છું કે, તમારે તમારા વેરીઓ પર પ્રેમ કરવો અને જેઓ તમારી પૂઠે પડે છે તેઓને સારૂ પ્રાર્થના કરવી, જેથી તમે તમારા આકાશમાંના બાપના દીકરા થવાને લાયક થાઓ.

"કારણ કે તે પોતાના સૂરજને ભલા તેમજ ભુંડા પર ઉગાવે છે, અને ન્યાયી તેમજ અન્યાયી પર વરસાદ વરસાવે છે. જેઓ તમારા પર પ્રેમ કરે તેઓના ઉપરજ જો તમે પ્રેમ કરો, તો તેમાં શું ખાસ વખાણની વાત છે? ધિક્કારાએલા દાણીઓ પણ એટલું તો કરે છે! જો કેવળ તમે તમારા મિત્ર દોસ્તદારોને સલામ કરો તો એથી તમે શું બીજા લોકોના કરતાં કંઇ વધારે સારા થઇ ગયા? વિદેશીઓ પણ સાધારણ રીતે એવું તો કરે છે.

"પણ જેવો તમારો આકાશમાંનો બાપ પૂર્ણ છે તેવા તમે પૂર્ણ થાઓ, એવું હું ઇચ્છું છું."

## પ્રકરણ ૯મું

# ધાર્મિક ફરજો

### સૌથી મોટી આજ્ઞા

એક વખતે યહુદીઓના આગેવાનો ઇસુને પુષ્કળ સવાલો પૂછીને સપડાવવાનો પ્રયત્ન કરી રહ્યા હતા તેવામાં એક વિચારવંત યાજકે નજીક આવીને ઇસુને પૂછ્યું કે, "ગુરૂજી, સૌથી મોટી આજ્ઞા કઇ છે?"

ઇસુએ જવાબ આપ્યો, "સૌથી મોટી આજ્ઞા આ છે કે, 'ઓ ઇસ્રાએલ, સાંભળ; પ્રભુ આપણો દેવ તે પ્રભુ એકજ છે, અને પ્રભુ તમારા દેવ પર તમારે તમારા પૂરા હ્રદયથી, તમારા પૂરા જીવથી, તમારી પૂરી બુદ્ધિથી અને તમારા પૂરા સામર્થ્યથી પ્રેમ રાખવો.' તેના જેવી આ બીજી એ છે કે, 'જેવો પોતાના પર તેવો પોતાના પાડોસી પર પ્રેમ રાખવો.' આ કરતાં બીજી કોઇ મોટી આજ્ઞાઓ નથી."

### પ્રાર્થના

પ્રાર્થના કરવા વિષે ઇસુએ પોતાના શિષ્યોને કહ્યું કે, "જ્યારે તમે પ્રાર્થના કરો, ત્યારે ઢોંગીઓના જેવા ન થાઓ, કેમકે તેઓને તો પ્રાર્થના કરતી વખતે સભાસ્થાનોમાં કે રસ્તાઓનાં નાકાંઓ પર ઉભા રહેવાનું ગમે છે, કે માણુસો તેઓને જુએ અને તેઓનાં વખાણુ કરે. હું તમને કહું છું કે, તેઓને જે બદલો મળવાનો છે તે માણુસોનાં વખાણુ સિવાય બીજું કંઇ નથી."

કેટલાક લોકો પોતાને સારા ધારતા હતા અને બીજા બધાને ધિક્કારતા હતા, તેઓને તેણે આ નીચેનું દ્દષ્ટાંત કહ્યું:

"એક વખતે બે માણુસ પ્રાર્થના કરવા સારૂ મંદિરમાં ગયા; એક ફરોશી હતો અને બીજો દાણી હતો.

"ફરોશી તો છેક આગળ જઇને ઉભો રહ્યો, અને તેણે આ પ્રમાણે પ્રાર્થના કરી: 'ઓ દેવ, હું બીજા માણુસોના જેવો ઠગ, બદમાશ, વ્યભિચારી જીવન ગાળનારો, કે પેલા દાણીના જેવો નથી, માટે હું તારી

ઉપકારસ્તુતિ કરૂં છું. અઠવાડિયામાં હું તો બે વાર ઉપવાસ કરૂં છું, અને મારી બધી આવકનો અમુક ભાગ હું હમેશ અર્પિત કરૂં છું.' "

" પણુ પેલો દાણી તો પાછળ ઉભો રહ્યો, અને આકાશ તરફ પોતાની આંખો પણ ઉંચી કરવા ન ચાહતાં વારંવાર પોતાની છાતી કુટતાં તેણે કહ્યું કે, ' ઓ દેવ, મારા પર દયા કર, કેમકે હું પાપી છું !' "

ઇસુએ કહ્યું, " હું તમને કહું છું કે, આ બેમાંથી પ્રભુની આગળ માન્ય થઇને જે ઘેર ગયો તે તો દાણી હતો, નહિ કે ફરોશી. તેથીજ લખેલું છે કે :

' જે કોઇ પોતાને ઉંચો કરે છે તેને નીચો કરવામાં આવશે,
અને જે પોતાને નીચો કરે છે તેને ઉંચો કરવામાં આવશે.' "

પછી પોતાના શિષ્યોને સંબોધીને ઇસુએ કહ્યું, " જ્યારે તમે પ્રાર્થના કરો ત્યારે તમારે તમારી ઓરડીમાં પેસીને બારણું બંધ કરવું, અને ત્યાં તમારો બાપ જે ગુપ્ત રીતે હાજર છે તેની પ્રાર્થના કરવી ; અને જે સર્વ કંઇ જોનાર છે તે તમને નક્કી બદલો આપશે. જ્યારે તમે પ્રાર્થના કરતા હો ત્યારે વિધર્મીઓની પેઠે નકામાં વાક્યો બોલી બોલીને અમથો લવારો ન કરો, કેમકે તેઓ ધારે છે કે ઘણું બોલવાથી અમારૂં સાંભળવામાં આવશે. તમે તેઓના જેવા ન થાઓ. યાદ રાખો કે, જેની તમને અગત્ય છે તે તમે તેની પાસે માગો ત્યાર પહેલાં તમારો આકાશમાંનો બાપ બરાબર જાણે છે.

" તમારે આ પ્રમાણે પ્રાર્થના કરવી :

" ઓ આકાશમાંના અમારા બાપ,
તારૂં નામ પવિત્ર મનાઓ
તારૂં રાજ્ય આવો,
જેમ આકાશમાં, તેમ પૃથ્વી પર તારી ઇચ્છા પૂરી થાઓ.
દિવસની અમારી રોટલી આજ અમને આપ.
જેમ અમે અમારા ઋણીઓનાં ઋણ માફ કર્યાં છે,
તેમ તું અમારાં ઋણ અમને માફ કર.
અમને પરીક્ષણમાં ન લાવ,
પણ ભુંડાથી અમારો છુટકો કર."

" કેમકે જો તમે માણસોના અપરાધ માફ કરો, તો તમારો આકાશમાંનો બાપ તમને પણ માફ કરશે ; પણ જો તમે માણસોને તેઓના

અપરાધ માફ નહિ કરો, તો તમારો આકાશમાંનો બાપ પણ તમને માફ નહિ કરશે."

## ઉપવાસ

"વળી જ્યારે તમે ઉપવાસ કરો ત્યારે ઢોંગીઓની પેઠે લેવાઇ ગએલા મોંના ન થાઓ. કેમકે તેઓ ઉપવાસ કરે છે એવું માણસો જુએ અને તેમનાં વખાણ કરે માટે તેઓ પોતાનાં મોં કટાણાં કરે છે. હું તમને કહું છું કે, તેઓને જે બદલો મળવાનો છે તે એજ છે.

"પણ જ્યારે તમે ઉપવાસ કરો ત્યારે તમારા માથામાં તેલ નાખો, તમારાં મોં ધુઓ, કે જેથી તમે ઉપવાસ કર્યો છે તે માણસોના જાણવામાં ન આવે, પણ તમારો બાપ જે ગુપ્ત રીતે હાજર છે તેજ જાણે, અને જે સર્વ કંઇ જોનાર છે, તે તમને નક્કી બદલો આપશે."

## દાનધર્મ

"માણસો તમને જુએ એવી આશાથી તમારાં દાનધર્મને પ્રગટ કરવાના પરીક્ષણથી તમે સાવધાન રહો, નહિ તો તમે તમારા આકાશમાંના પિતાનો આશીર્વાદ ગુમાવી બેસશો.

"જ્યારે તમે દાનધર્મ કરો, ત્યારે જેમ ધર્મઢોંગીઓ ભજનસ્થાનમાં અને રસ્તાઓમાં બણુગાં ફુંકી પ્રગટ કરે છે, અને એવી રીતે માણસો તરફથી પ્રશંસા મેળવવાની આશા રાખે છે, તેમ તમે નહિ કરો. હું તમને કહું છું કે, એમને જે બદલો મળવાનો છે તે તો એજ છે."

"માટે જ્યારે તમે દાનધર્મ કરો ત્યારે તમારો જમણો હાથ જે કરે તે તમારો ડાબો હાથ ન જાણે; તમારા દાનધર્મને ગુપ્તજ રાખો; અને તમારો આકાશમાંનો બાપ જે સર્વ કંઇ જુએ છે, તે તમને નક્કી બદલો આપશે."

## ગરીબોએ આપેલું દાન

એક દિવસે ઇસુ મંદિરમાં બેઠો હતો, અને ધર્મભંડારમાં લોકો દાન નાખતા હતા તે તેણે બેઠાં બેઠાં જોયું. કેટલાક પૈસાદાર લોકો મોટી મોટી રકમો નાખતા હતા, પણ એક ગરીબ વિધવાએ આવીને એક બે પાઇ જેટલી જુજ રકમ નાખી. પછી ઇસુએ તેના ચેલાઓને બોલાવીને તેઓને કહ્યું કે, "હું તમને સાચું કહું છું કે, આ દરિદ્રી વિધવાએ એ સઘળા

કરતાં વધારે નાખ્યું છે; કેમકે તેઓએ તો સહેલાઇથી જે તેઓ નાખી શકે તેનો જુજ ભાગજ નાખ્યો છે, પણ આ સ્ત્રીએ તો તેની તંગીમાંથી તેની પાસે જેટલું હતું તે બધું નાખી દીધું છે."

## નવા જીવનના કેટલાક નિયમો

### ઇશ્વર ઉપર આધાર

"તમે તમારા જીવનને સારૂ દરરોજ ચિંતા ન કરો કે અમે કાલે શું ખાઇશું અથવા શું પીશું; તેમજ તમારા શરીર વિષે અને કેવાં કપડાં પહેરીશું તે વિષે ચિંતા ન કરો; ખરેખર ખોરાક કરતાં જીવ અને કપડાં કરતાં શરીર વિશેષ મોટું દાન છે! જંગલી પક્ષીઓને જુઓ; તેઓ તો વાવતાં નથી, ને કાપતાં નથી, અને વખારોમાં ભરતાં પણ નથી, તોપણ તમારો આકાશમાંનો બાપ તેઓનું પાલણ કરે છે. તો તમે શું એવું નથી ધારતાં કે તમે પક્ષીઓ કરતાં તેને વધારે મૂલ્યવાન છો? વળી લુગડાં સંબંધી તમે ચિંતા શા માટે કરો છો? જુઓ, ખેતરનાં ફૂલઝાડો કેવાં વધે છે; તેઓ મહેનત કરતાં નથી, તેઓ કાંતતાં નથી; તોપણ હું તમને કહું છું કે મહાન સુલેમાન પણ તેની સઘળી જાહોજલાલીમાં આમાંના કોઇના જેવો ભુષિત થએલો નહોતો.

"હવે ખેતરનું ઘાસ જે આજે ખીલેલું છે અને પછી જેને કાપીને બાળી નાખવામાં આવે છે તેને સુશોભિત કરવાને જો દેવ આવી કાળજી રાખે છે, તો તમને વસ્ત્ર પહેરાવવા વિષે શું તે વધારે વિચાર નહિ કરશે? અરે, તમે તેના પર કેટલો થોડો, નહિજ જેવો, ભરોસો રાખો છો! હું તમને કહું છું કે, "અમે શું ખાઇએ કે પીઇએ કે પહેરીએ?' એમ કહીને તમે તમારા મનમાં ચિંતા ન કરો; કારણ કે એવું તો વિધર્મીઓ બોલે. કેમકે એ બધાંની તમને અગત્ય છે એવું તમારો આકાશમાંનો બાપ સારી પેઠે જાણે છે. પણ તેના કરતાં તમે તેના રાજ્ય વિષે તથા જે સારાપણાની તે તમારી પાસેથી માગણી કરે છે તે વિષે પહેલાં ચિંતા કરો, એટલે તમારી બીજી જરૂરીયાતો પૂરી પાડવામાં આવે છે કે નહિ, એ વિષે તે પોતેજ જોઇ લેશે.

"તે માટે આવતી કાલને સારૂ ચિંતા ન કરો.
આવતી કાલ પોતાની વાતોની ચિંતા કરી શકે છે.
એક દહાડાને સારૂ તે દહાડાનું દુ:ખ બસ છે.

"માગો, તો તમને આપવામાં આવશે; શોધો તો તમને જડશે; ઠોકો, તો તમારે સારૂ બારણું ઉઘાડવામાં આવશે. તમારામાં એવું કયું માણસ છે કે, જો તેનો દીકરો તેની પાસે રોટલી માગે, તો તે તેને રોટલીને બદલે પત્થર આપશે? અથવા જો માછલું માગે તો તે તેને સાપ આપશે? હવે તમારામાં તો ભુંડાઇ છે તે છતાં તમે તમારાં છોકરાંને સારાં વાનાં આપી જાણો છો, તો તમારા આકાશમાંના બાપની પાસે જેઓ માગે તેઓને તે સારાં વાનાં આપશે એ કેટલું બધું ખાતરીપૂર્વક છે?"

### બીજાં માણુસોની સાથે ન્યાયથી વર્તવું

"તમે કોઇને દોષિત ન ઠરાવો, રખેને તમને પોતાનેજ કોઇ દોષિત ઠરાવે; કેમકે જેમ તમે બીજાઓને દોષિત ઠરાવશો તેમ તેઓ તમને પણ દોષિત ઠરાવશે; અને જે માપ તમે બીજાઓને માટે વાપરો છો તેજ માપ તમારે સારૂ પણ કામમાં લેવાશે.

"તમારા ભાઇની આંખમાંનું તણખલું તમે કેમ ધ્યાનમાં લો છો અને તમારી પોતાની આંખમાંનો ભારોટીઓ તમે કેમ જોવાની ના પાડો છો? અરે ઢોંગી! પહેલાં તારી પોતાની આંખમાંનો ભારોટીઓ કાઢી નાખ, અને ત્યાર પછી તારા ભાઇની આંખમાંથી તણખલું કાઢવાને તને સારી પેઠે સુઝશે."

"ત્યારે આ પરથી નિયમશાસ્ત્રના તથા પ્રબોધકોના શિક્ષણનો ખરો સાર આ છે કે, બીજાઓની સાથેના તમારા સંબંધમાં જેવું વર્તન તમે તેઓની પાસેથી ઇચ્છો તેવું વર્તન તમે તેઓની સાથે રાખો."

### સારા થવાને પ્રયત્ન કરો

"તમે સાંકડે બારણે થઇને પેસો, કારણ કે જે માર્ગ નાશમાં પહોંચાડે છે તે ચોડો છે, અને તેનું બારણું પહોળું છે, અને ઘણા એ રસ્તે થઇને જાય છે. પણ જે માર્ગ જીવનમાં પહોંચાડે છે તે સાંકડો છે, અને થોડાજ એવા છે કે જેઓને તે જડે છે.

"જુઠા પ્રબોધકો સંબંધી સાવધાન રહો; તેઓ ઘેટાંને વેશે તમારી પાસે આવે છે, પણ ખરેખર તો તેઓ ફાડી ખનાર વરૂઓ છે, તેઓનાં ફળથી તમે તેઓને તરત ઓળખશો. કહો જોઇએ, શું માણુસો કાંટાનાં

ઝાડ પરથી દ્રાક્ષ અથવા ઝાંખરાં પરથી અંજીર ઉતારે છે? કદીજ નહિ!

"દરેક સારૂં ઝાડ સારૂં ફળ આપે છે,
પણ નઠારૂં ઝાડ નઠારાં ફળ આપે છે.
સારૂં ઝાડ નઠારાં ફળ આપી શકતું નથી.
તેમજ ખરાબ ઝાડ સારાં ફળ આપી શકતું નથી.

"તે માટે તમે તેઓનાં ફળથી તેઓને ઓળખશો. જે કોઇ ઝાડને સારૂં ફળ નથી આવતું તેને કાપી નાખવામાં આવશે અને તેને અગ્નિમાં ફેંકી દેવામાં આવશે."

## ઇનસાફનો દિવસ

"તે દિવસે જ્યારે માણસનો દીકરો સર્વે દૂતોસહિત સર્વ લોકોનો ન્યાય કરવાને આવશે, ત્યારે તે ન્યાયાસન પર બેસશે અને સર્વ લોકોને તેની આગળ એકઠા કરવામાં આવશે, પછી જમણે હાથે અને ડાબે હાથે એમ તે તેમને જુદા પાડશે. ત્યાર પછી તે પોતાની જમણી તરફનાઓને કહેશે કે, 'તમે જેઓને મારા પિતાએ આશીર્વાદિત કરેલા છે તેઓ આવો ; જગતનો પાયો નાખવામાં આવ્યો ત્યારથી જે રાજ્ય તમારે સારૂ તૈયાર રાખવામાં આવેલું છે તેનો વારસો લો,

'કેમકે હું ભૂખ્યો હતો ત્યારે તમે મને ખાવાનું આપ્યું,
હું તરસ્યો હતો ત્યારે તમે મને પાણી પાયું,
હું અજાણ્યો હતો ત્યારે તમે મને પરોણો રાખ્યો,
હું નગ્ન હતો ત્યારે તમે મને વસ્ત્ર પહેરાવ્યાં,
હું માંદો હતો ત્યારે તમે મારી ખબર લેવા આવ્યા,
હું કેદમાં હતો ત્યારે તમે મારી મુલાકત લીધી.'

ત્યારે ન્યાયીઓ તેને ઉત્તર આપશે કે:

'પ્રભુ, ક્યારે અમે તને ભૂખ્યો જોઇને ખવડાવ્યું?
અથવા તરસ્યો જોઇને પાણી પાયું?
ક્યારે અમે તને અજાણ્યો જોઇને પરોણો રાખ્યો?
અથવા નગ્ન જોઇને વસ્ત્ર પહેરાવ્યાં?
ક્યારે અમે તને માંદો અથવા કેદમાં જોઇને
તારી મુલાકાત લીધી?'

"ત્યારે પ્રભુ તેઓને ઉત્તર આપશે કે, 'હું તમને ખચીત કહું છું કે, જ્યારે જ્યારે આ મારા ભાઇઓમાંના હલકાઓમાં હલકામાંના કોઇને તમે તે પ્રમાણે કર્યું ત્યારે ત્યારે તમે તે મનેજ કર્યું.' પછી ડાબી તરફનાઓની તરફ ફરીને તે કહેશે કે, 'ઓ શાપિતો, જે અગ્નિવેદના શેતાન તથા તેના દૂતોને સારૂ તૈયાર કરી રાખેલી છે તેમાં તમે મારી આગળથી જાઓ!

'કેમકે હું ભૂખ્યો હતો પણ તમે મને કદીજ ખાવાનું આપ્યું નહિ,
હું તરસ્યો હતો પણ તમે મને કદીજ પાણી પાયું નહિ,
હું અજાણ્યો હતો પણ તમે મને કદીજ પરોણો રાખ્યો નહિ,
હું નગ્ન હતો પણ તમે મને કદીજ વસ્ત્ર પહેરાવ્યાં નહિ,
હું માંદો તથા કેદમાં હતો પણ તમે કદીજ મારી ખબર લેવા આવ્યા નહિ.'

ત્યારે તેઓ પણ ઉત્તર આપશે કે:

'પ્રભુ, ક્યારે અમે તને ભૂખ્યો, કે તરસ્યો, કે અજાણ્યો, કે નગ્ન, કે માંદો, કે કેદમાં જોઇને તારી સેવાચાકરી કરી નહિ?' ત્યારે પ્રભુ જવાબ આપશે કે, 'હું તમને ખચીત કહું છું કે, આ મારા ભાઇઓમાંના હલકાઓમાં હલકામાંના કોઇને તમે તે પ્રમાણે કર્યું નહિ, એટલે તે મનેજ કર્યું નહિ."

ઇસુએ કહ્યું, "જે કોઇ મારી આ વાતો સાંભળે છે, અને પાળે છે, તે એક ડાહ્યા માણસના જેવો થશે, જેણે પોતાનું ઘર ખડક પર બાંધ્યું. પછી વરસાદ વરસ્યો, રેલ ફરી વળી, વાવાઝોડાં થયાં અને તે ઘર પર સપાટા લાગ્યા; પણ તેનો પાયો ખડક પર નાખેલો હતો, માટે તે પડયું નહિ.

"પણ જે કોઇ મારી આ વાતો સાંભળે છે, અને પાળતો નથી તે એક મૂર્ખ માણસના જેવો થશે, જેણે પોતાનું ઘર રેતી પર બાંધ્યું. પછી વરસાદ વરસ્યો, રેલ આવી, વાવાઝોડાં થયાં અને તે ઘર પર સપાટા લાગ્યા, એટલે તે પડી ગયું, અને તેનો ભારે નાશ થયો!"

જે લોકો તેની વાતો સાંભળતા હતા તેઓ તેના ઉપદેશથી આશ્ચર્ય પામ્યા; કારણ કે તેઓના શાસ્ત્રીઓથી તે બહુ જુદીજ જાતનો બોધ આપતો હતો. તે તો હમેશાં જેને અધિકાર હોય તેની પેઠેજ બોલતો હતો.

## પ્રકરણ ૮ મું

# યરૂશાલેમ તરફ ઇસુની છેલ્લી મુસાફરી

### ઇસુ એક આંધળાને સાજો કરે છે

ઇસુએ છેલવેલું ગાલીલ છોડયું અને પછી તે પાછો યહુદાહ આવ્યો. એક દિવસે તે પોતાના ચેલાઓની સાથે યરેખો શહેરમાંથી નીકળતો હતો, અને લોકોનું એક મોટું ટોળું તેની પાછળ જતું હતું, ત્યારે બારતીમાય કરીને એક આંધળો માર્ગની કોરે બેઠેલો હતો. તેની આગળ થઇને તેઓ પસાર થયા. આ કોણ જતું હશે તે વિષે તપાસ કરતાં તે આંધળાને માલમ પડયું કે, ઇસુ નાઝારી પાસે થઇને જાય છે; ત્યારે તે મોટે સાદે પોકારવા લાગ્યો કે, "ઓ ઇસુ, દાઉદના દીકરા, મારા પર દયા કર!" ટોળામાંના જે લોકો તેની પાસે હતા તેઓએ તેને કહ્યું, "ચૂપ રહે." પણ તેણે તો ઉલટી એથી પણ મોટેથી બૂમ પાડીને કહ્યું કે, "ઓ દાઉદના દીકરા, મારા પર દયા કર. મારા પર દયા કર!" ઇસુ તેનું સાંભળીને ઉભો રહ્યો, પછી તેણે કહ્યું, "તેને બોલાવો." તે આંધળાની પાસે ઉભા રહેલા લોકોએ તેને કહ્યું, "હિમ્મત રાખ, ઉઠ, તે તને બોલાવે છે!" આ સાંભળતાંજ તે માણસ ઉભો થયો, પોતાનો અંગરખો ફેંકી દીધો, અને ફંફોસી ફંફોસીને જ્યાં ઇસુ ઉભો હતો ત્યાં ગયો. ત્યારે ઇસુએ તેને પૂછ્યું કે, "હું તારે સારૂ શું કરૂં, એ વિષે તારી શી ઇચ્છા છે?" આંધળાએ જવાબ આપ્યો, "સ્વામિ, મને મારી દૃષ્ટિ પાછી મળે એવું હું ચાહું છું." ત્યારે ઇસુએ કહ્યું, "ઠીક, એમ થશે; જા, તારા વિશ્વાસે તને સાજો કર્યો છે." તેજ પળે તે આંધળો દેખતો થયો, અને પ્રભુની સ્તુતિના પોકાર કરતો ઇસુની પાછળ ચાલવા લાગ્યો; અને જે લોકોએ તે જોયું તેઓ પણ પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા.

### ઇસુ લાજરસને જીવતો કરે છે

હવે લાજરસ નામનો કોઇએક માણસ હતો, તે માંદો હતો. તે તેની બેનો મારથા અને મરિયમની સાથે યરૂશાલેમ પાસેના બેથાનીઆ

ગામમાં રહેતો હતો. તે માંદો હતો તેથી તેની બેનોએ ઇસુને સંદેશો મોકલીને કહાવ્યું કે, તારો મિત્ર લાજરસ માંદો છે. પણ જ્યારે ઇસુને આ સમાચાર મળ્યા ત્યારે તેણે કહ્યું કે, "આ મંદવાડથી મરણ થવાનું નથી, પણ તે તો દેવનો મહિમા પ્રગટ કરવાને અર્થે છે." ઇસુ તો મારથા, મરિયમ અને લાજરસ ઉપર પ્રેમ રાખતો હતો, તો પણ તેને તેના મિત્રની માંદગીના સમાચાર મળ્યા પછી તે બે દિવસ જ્યાં હતો ત્યાં ને ત્યાંજ રહ્યો.

આખરે ઇસુએ કહ્યું, "આપણો મિત્ર લાજરસ ઉંઘી ગયો છે, પણ હું તેને જગાડવા સારૂ જાઉં છું." તેથી શિષ્યોએ કહ્યું, "પણ પ્રભુ, જો તે ઉંઘી ગયો હોય તો તે ઉઠશે."

ઇસુના કહેવાનો અર્થ તો એમ હતો કે લાજરસ મરી ગયો છે, પણ શિષ્યોએ તો એવું ધાર્યું કે તે કુદરતી ઉંઘ વિષેજ વાત કરે છે. તેથી ઇસુએ તેમને સાફ કહ્યું કે, "લાજરસ મરી ગયો છે; અને હું ત્યાં નહોતો, માટે હું તમારી ખાતર હર્ષ પામું છું, એટલા સારૂ કે તમે વિશ્વાસ કરો. પણ ચાલો, આપણે તેની પાસે જઇએ."

જ્યારે ઇસુ તે જગાએ પહોંચ્યો ત્યારે તેને માલમ પડયું કે લાજરસને કબરમાં મૂકાયાને ચાર દિવસ થઇ ગયા છે. બેથાનીઆ તો યરૂશાલેમથી ગાઉ એકજ છેટું હોવાથી યરૂશાલેમથી ઘણા યહુદીઓ મારથા અને મરિયમને તેમના ભાઇના મરણને લીધે દિલાસો દેવાને આવ્યા હતા. મારથાએ સાંભળ્યું કે ઇસુ આવ્યો છે ત્યારે તે તેને મળવાને ગઇ, પણ મરિયમ તો ઘેર બેસી રહી.

મારથાએ ઇસુને કહ્યું, "પ્રભુ, જો તું અહીં હોત, તો મારો ભાઇ મરી ગયો ન હોત. પણ હજુ પણ તું દેવ પાસે જે કંઇ માગશે, તે દેવ તને આપશે, એ હું જાણું છું."

ઇસુએ તેને કહ્યું, "તારો ભાઇ પાછો ઉઠશે." મારથાએ જવાબ આપ્યો, "છેલ્લે દહાડે પુનરૂત્થાનમાં તે પાછો ઉઠશે, એ હું જાણું છું."

## હું પુનરૂત્થાન છું

ઇસુએ કહ્યું, "પુનરૂત્થાન તથા જીવન હું છું! જે મારા પર વિશ્વાસ કરે છે તે જો કે મરી ગયો હોય તો પણ તે જીવતો થશે; અને જે કોઇ જીવે

છે અને મારા પર વિશ્વાસ કરે છે, તે કદી મરશે નહિજ; તું શું એવો વિશ્વાસ રાખે છે?"

મારથાએ જવાબ આપ્યો, "હા, પ્રભુ, હું મારા પૂરા હૃદયથી વિશ્વાસ રાખું છું કે, તું મસીહ, દેવનો દીકરો, જે જગતમાં આવનાર હતો, તેજ છે."

ત્યાર પછી તેણે જઇને તેની બેન મરિયમને બોલાવીને કાનમાં કહ્યું કે, "ગુરૂ આવ્યો છે, અને તને બોલાવે છે."

મરિયમે આ સાંભળ્યું કે તરતજ તે એકદમ ઉઠી, અને તેને મળવાને ગઇ. તે કબર આગળ રડવાને જાય છે, એવું ધારીને યહુદીઓ તેની પાછળ ગયા. ઇસુ જ્યાં હતો ત્યાં મરિયમે આવીને તેને જોયો ત્યારે તે તેને પગે પડીને બોલી, "અરે પ્રભુ, જો તું અહીં હોત, તો મારો ભાઇ મરી ગયો ન હોત."

ત્યારે મરિયમને રડતી જોઇને તથા તેની સાથે જે યહુદીઓ આવ્યા હતા તેઓને પણ રડતા જોઇને ઇસુએ મનમાં ઉંડો નિસાસો મૂક્યો, અને પોતે ઘણો વ્યાકુળ થયો. તેણે પૂછ્યું, "તમે તેને ક્યાં દાટયો છે?" તેઓએ જવાબ આપ્યો, "આવીને જો." પછી ઇસુ રડયો. યહુદીઓએ કહ્યું, "જુઓ! તે તેના પર કેટલો બધો પ્રેમ રાખતો હતો." પણ બીજાઓએ કહ્યું, "જેણે આંધળાની આંખો ઉઘાડી, તેનામાં શું આ માણસ ન મરે એવું પણ કરવાની શક્તિ ન હતી?"

ઇસુ ફરીથી નિસાસો નાખતો કબર આગળ આવ્યો. તે તો ગુફા હતી, અને તેના પર એક પત્થર મૂકેલો હતો.

ઇસુએ કહ્યું, "પત્થરને ખસેડો."

પણ મારથાએ કહ્યું, "પ્રભુ, અત્યાર સુધીમાં તો તે ગંધાતો હશે; કારણ કે આજ તેને મરી ગયાને ચાર દહાડા થયા છે."

ઇસુએ જવાબ આપ્યો, "જો તું વિશ્વાસ કરશે તો તું દેવનો મહિમા જોશે, એવું વચન મેં શું તને આપ્યું નથી?" પછી તેઓએ પત્થર ખસેડયો, ત્યારે ઇસુએ આકાશ તરફ આંખો ઉંચી કરીને કહ્યું કે, "હે બાપ, તેં મારૂં સાંભળ્યું છે માટે હું તારો ઉપકાર માનું છું, અને તું નિત્ય મારૂં સાંભળે છે એ હું જાણતો હતો, પણ જે લોક આસપાસ ઉભા રહેલા છે,

તેઓ વિશ્વાસ કરે કે, તેં મને મોકલ્યો છે, માટે તેઓને લીધે મેં એ કહ્યું."

ત્યાર પછી ગુફામાં જોઇને ઇસુએ ઉંચે સ્વરે પોકાર્યું કે, "લાજરસ, બહાર આવ!"

ત્યારે જે મરી ગએલો હતો તે કફનથી હાથે ને પગે વિંટાળેલો બહાર આવ્યો; તેના મોં પર પણ કપડું વિંટાળેલું હતું. ઇસુએ કહ્યું, "એને છોડો અને તેને જવા દો."

આથી જે યહુદીઓએ લાજરસનું પુનરૂત્થાન જોયું હતું તેઓમાંના ઘણાએ ઇસુ પર વિશ્વાસ કર્યો, પણ કેટલાએક તો ફરોશીઓની પાસે જઇને ઇસુએ જે કર્યું હતું તે તેઓને કહી દીધું.

## મહાસભાની બેઠક

એ માટે મુખ્ય યાજકોએ તથા ફરોશીઓએ યરૂશાલેમમાં મહાસભા બોલાવીને કહ્યું કે, "હવે શું કરવું? આ માણસ તો ઘણા ચમત્કારો કર્યા કરે છે. જો આપણે તેને હાલની પેઠે એમનોએમજ રહેવા દઇએ તો દરેક તેની પર વિશ્વાસ કરશે, અને રૂમીઓ આપણા પર તુટી પડીને આપણા પવિત્ર નગરનું તથા આપણી પ્રજાનું નામનિશાન રહેવા દેશે નહિ."

પણ કાયાફાસ કરીને તેઓમાંનો એક, જે તે વરસે પ્રમુખયાજક થવાનો હતો, તેણે કહ્યું, "તમે પરિસ્થિતિ સમજી શકતા ન હો એવું લાગે છે—શું તમે એટલું સમજી શકતા નથી કે આખી પ્રજાનો નાશ કરવામાં આવે તેના કરતાં એક માણસ લોકની વતી મરણ પામે એ આપણે સારૂ લાભકારક છે?" તેથી તેઓ વધારે તત્પરતાથી ઇસુને મારી નાખવાનું તરકટ રચવા લાગ્યા.

## યરૂશાલેમમાં ઇસુનો પ્રવેશ

એ દરમિયાન ઇસુ અને તેના ચેલાઓ બેથાનીઆથી નીકળીને જૈતુનના પહાડ સુધી ગયા હતા, જ્યાંથી યરૂશાલેમ નગર દેખાય છે. ત્યાંથી ઇસુએ પોતાના ચેલાઓમાંના બે જણને એવું કહીને મોકલ્યા કે, "સામેના ગામમાં જાઓ, એટલે તમને એક ગધેડીનો વછેરો જેના પર કોઇ માણસ કદી બેઠું નથી, તે બાંધેલો મળશે; તેને છોડીને મારી પાસે લાવો. અને જો કોઇ તમને પૂછે કે, તમે શા માટે તેને છોડો છો, તો તેને કહેજો કે, પ્રભુને તેનો ખપ છે."

તેથી શિષ્યો જઇને ગધેડી તથા તેના વછેરાને લઇ આવ્યા; અને તેઓએ પોતાનાં લુગડાં તેના પર નાખ્યાં, પછી ઇસુ વછેરા પર બેઠો.

આવી રીતે ઝખાર્યાહ પ્રબોધકે જે લખ્યું છે તે પૂરૂં થયું કે:

"સીઓન (યરૂશાલેમ)ની દીકરીને કહો કે,
જો, તારો રાજા તારી પાસે આવે છે,
તે નમ્ર છે, અને ગધેડા પર,
હા, ખોલા પર, એટલે ગધેડીના વછેરા પર, બેસીને આવે છે."

હવે ઇસુને મળવાને લોકોનું એક મોટું ટોળું ત્યાં એકઠું થયું હતું, કારણ કે તેઓએ લાજરસના ઉત્થાન વિષેના ચમત્કાર સંબંધી, જેઓ તે વખતે કબર આગળ હાજર હતા અને જેઓએ તે નજરે જોયું હતું તેઓ તરફથી સાંભળ્યું હતું.

કેટલાક લોકોએ તો પોતાનાં લુગડાં રસ્તા પર પાથર્યાં અને બીજા કેટલાએકે ઝાડ પરથી ડાળીઓ કાપીને રસ્તા પર પાથરી. તે જેતુનના પહાડ પરથી નીચે ઉતરવા લાગ્યો ત્યારે બધા લોકોએ, તેઓએ જે જે અજાયબ કામો જોયાં હતાં તેને લીધે મોટે સાદે આનંદ કર્યો અને પ્રભુની સ્તુતિ કરી. આગળ ચાલનારા તથા પાછળ ચાલનારા લોકો ગાવા લાગ્યા કે,

"પ્રભુ, દાઉદના દીકરાનું રક્ષણ કરો;
પ્રભુને નામે જે આવે છે તેને ધન્ય છે!
જે રાજ્ય, એટલે આપણા બાપ દાઉદનું રાજ્ય,
આવે છે, તે આશીર્વાદિત છે!
પ્રભુ પરમ ઉંચામાંથી તેનું રક્ષણ કરો!"

ત્યારે એ ટોળામાં જે કેટલાક ફરોશીઓ હતા, તેઓએ ઇસુને કહ્યું કે, "ઉપદેશક, તારા ચેલાઓને આમ બૂમ પાડતાં ધમકાવ." ઇસુએ તેઓને ઉત્તર આપ્યો કે, "હું તમને કહું છું કે, જો એ છાના રહેશે તો પત્થરો પોકારી ઉઠશે."

જ્યારે તે શહેરને બરોબર જોઇ શકે એટલો તેની પાસે આવ્યો, ત્યારે તે તેને માટે રડયો, અને કહ્યું, "અરે યરૂશાલેમ! તારી શાંતિને લગતાં વાનાં, વખત હતો એટલામાં જો તેં જાણ્યાં હોત તો કેવું સારૂં! પણ હમણાં

તેઓ તારી દૃષ્ટિથી ગુપ્ત રખાએલાં છે. અરેરે! એવો વખત આવવાનો છે કે જ્યારે તારા વૈરીઓ તારી આજુબાજુ પાળ બાંધશે, અને ચારે તરફથી તને ઘેરો ઘાલશે; તેઓ તને તથા તારાં છોકરાંઓને પગ તળે છુંદશે, અને તેઓ તારામાં એક પત્થર પર બીજો પત્થર રહેવા દેશે નહિ, કેમકે તેં તારી તકનો વખત જાળવ્યો નહિ."

જ્યારે તે યરૂશાલેમમાં પેઠો, અને લોકો તેની આજુબાજુ વીંટળાઇ વળેલા હતા, ત્યારે આખું શહેર ખળભળી ઉઠ્યું, અને તેઓએ પૂછ્યું કે, "આ કોણ છે?" ત્યારે ઇસુની સાથેના લોકોએ કહ્યું કે, "એ તો ઇસુ, જે ગાલીલના નાઝારેથનો પ્રબોધક છે, તે છે." પણ ફરોશીઓએ એક બીજાને કહ્યું કે, "જુઓને, આપણું તો કંઇ વળતું નથી, ખરૂં કહીએ તો, આખું જગત તેની પાછળ ગયું છે."

પણ ઇસુ તરતજ મંદિરમાં ગયો, અને પછી સાંજ પડી ગઇ હતી માટે તે પોતાના શિષ્યોની સાથે પાછો બેથાનીઆ ગયો.

## કાવતરાંખોરોની સાથે યહુદા મળી જાય છે

એ દરમિયાન, મુખ્યયાજકો અને લોકોના આગેવાનો પ્રમુખયાજક કાયાફાસના મહેલમાં એકઠા થયા, અને ગમે તે કોઇ જાતનું તરકટ રચીને પણ ઇસુને પકડીને મારી નાખવાની તેઓએ મસલત કરી. તેઓએ કહ્યું, "પણ પર્વ વખતે નહિ, રખેને લોકોમાં હુલ્લડ થાય."

ત્યારે તેના બાર ચેલાઓમાંના એકે એટલે યહુદા ઇસકારીઓતે જાતે જઇને મુખ્ય યાજકોને કહ્યું કે, "હું તેને તમારે સ્વાધીન કરૂં તો તમે મને શું આપશો?" ત્યારે તેઓએ તેને ત્રીસ રૂપિયા તોળી આપ્યા. તે પૈસા તે લઇને ચાલ્યો ગયો, અને ત્યારથી માંડીને તે પોતાના ગુરૂને પરસ્વાધીન કરવાનો લાગ શોધવા લાગ્યો.

## પરસ્વાધીન કરનાર કોણ?

હવે તેજ દિવસે સાંજે ઇસુ પોતાના ચેલાઓની સાથે જમવા બેઠેલો હતો; અને તેઓ જમતા હતા ત્યારે તેણે તેઓને કહ્યું કે, "હું જાણું છું કે તમારામાંનો એક મને પરસ્વાધીન કરવાનો છે." એ સાંભળીને તેઓ ઘણા દુઃખી થયા, અને તેઓમાંના દરેકે તેને પૂછ્યું, "પ્રભુ, એ હું તો

નથીને? કેમ?" જેનો તેણે એવો જવાબ આપ્યો કે, "જેણે મારી સાથે થાળીમાં હાથ ઘાલ્યો છે, તેજ મને પરસ્વાધીન કરવાનો છે. હું તમને કહું છું કે, માણસનો દીકરો તેને વિષે શાસ્ત્રમાં જે માર્ગ લખેલો છે તે માર્ગે જાય છે ખરો, તોપણ જે માણસથી તેને પરસ્વાધીન કરવામાં આવે છે તેને અફસોસ! તે માણસ કદી જનમ્યોજ ન હોત તો સારૂં!"

સૌથી છેલ્લે યહુદાએ પણ પૂછયું, "ઉપદેશક, હું તો એ નથીને? કેમ, હું છું?" ઇસુએ જવાબ આપ્યો, "શું તું નહિ?"

ઇસુને યોહાન નામનો એક ચેલો હતો, જે તેને જમણે હાથે તેની નજદીક બેઠેલો હતો, તેના પર ઇસુ ઘણી પ્રીતિ કરતો, તેથી પીતરે તે શિષ્યને ઇસારો કરીને ધીમેથી કહ્યું કે, "ઇસુને પૂછીને તે કોને વિષે કહે છે તે અમને કહે." તેથી યોહાને ઇસુને ખભે અઢેલીને તેને પૂછયું કે, "પ્રભુ, તે કોણ છે, એ અમને કહે." ઇસુએ કહ્યું, "હું કોળિયો બોળીને જેને આપીશ, તેજ તે છે." ત્યાર પછી ઇસુએ રોટલી બોળી અને એવું કહીને યહુદાને આપી કે, "તું જે કરવાનો છે તે જલદી કર." તોપણ જમવા બેઠેલાઓમાંનો કોઇ પણ સમજયો નહિ, કે તેણે યહુદાને આમ કેમ કહ્યું. કેટલાએકે એમ ધાર્યું કે, યહુદાની પાસે થેલી હતી, તેથી ઇસુનો કહેવાનો અર્થ એમ હતો કે, પર્વના દિવસો હતા માટે તેને વાસ્તે જે જરૂરની કેટલીક વસ્તુઓ હોય તે તેને ખરીદવાને કહ્યું, અથવા તો ગરીબોને કંઇ આપવાનું કહ્યું યહુદા તો રોટલી લઇને તરતજ ઉઠીને જતો રહ્યો. તે વખતે રાત હતી.

## છેલ્લું ભોજન

યહુદાના ગયા પછી ઇસુએ પોતાના હાથમાં થોડી રોટલી લીધી અને પ્રભુની સ્તુતિ કરી રહ્યા પછી તેણે તેના કકડા કર્યા, અને શિષ્યોને આપતાં કહ્યું કે, "આ મારૂં શરીર છે, જે તમારે સારૂ આપવામાં આવે છે. મારી યાદગીરીને સારૂ આ કરો."

તેજ પ્રમાણે રોટલી ખાઇ રહ્યા પછી તેણે વાટકો લઇને દેવની સ્તુતિ કર્યા પછી તે તેઓને આપતાં કહ્યું કે, 'તમારામાંનો દરેક આમાંનું પીઓ; કારણ કે, નવો કરાર સૂચવનારૂં એ મારૂં રક્ત છે, જે પાપોની માફીને અર્થે

વહેવડાવવામાં આવે છે.'' ત્યાર પછી સ્તુતિનું ગીત ગાયા પછી તેઓ શહેરમાંથી નીકળીને જૈતવૃક્ષના ડુંગર પાસે ગયા.

તેઓ થોડેક દૂર ગયા ત્યારે ઇસુએ તેઓને કહ્યું કે, "તમે બધા આજ રાત્રે મને મૂકીને જતા રહેશો.'' પણ પીતરે તેને કહ્યું કે, "પ્રભુ જો કે બીજા બધા તને મૂકીને જતા રહે, તોપણ હું એમ નહિ કરીશ!''

ઇસુએ જવાબ આપ્યો, "હું તને કહું છું કે, તું પોતેજ આ રાત્રેજ મરઘો બોલ્યા અગાઉ ત્રણ વાર મારો નકાર કરીશ.'' પીતરે ઝનુનથી કહ્યું, "જો કે તારી સાથે મારે મરવું પડે, તોપણ હું તારો નકાર કદી કરીશ નહિ!'' બીજા બધાએ પણ તેજ પ્રમાણે કહ્યું.

## પ્રકરણ ૯મું

# ઇસુને પકડયો; તેની તપાસ

### વાડીમાં થએલું કષ્ટ

તેઓ ગેથસેમાને નામની એક વાડીમાં આવ્યા ત્યારે ઇસુએ પોતાના ચેલાઓને કહ્યું કે, "હું પણે જઇને પ્રાર્થના કરૂં ત્યાં સુધી તમે અહીં બેસો." પછી તેણે પોતાની સાથે પીતર, યાકૂબ અને યોહાન એ ત્રણ જણને લીધા, અને તે પોતે ઘણોજ શોકાતુર તથા વ્યાકુળ થવા લાગ્યો. તેણે તેઓને કહ્યું કે, "મારૂં હૃદય અતિશય શોકાતુર છે, એટલું બધું કે જાણે તે ફાટી જાય; મારી પાસેજ રહો અને મારી સાથે મનન કરો." આટલું કહીને તે જરા આગળ ગયો, અને કષ્ટસહિત પ્રાર્થના કરતાં કરતાં તે ઉંધે મોઢે પડયો. પ્રાર્થના કરતાં કરતાં તેના મુખમાંથી આ શબ્દો નીકળ્યા કે, "ઓ મારા પિતા, જો બની શકે તો આ પ્યાલો [ એટલે મોત ] મારાથી દૂર કરજે; તથાપિ મારી ઇચ્છા પ્રમાણે નહિ, પણ તારી ઇચ્છા પ્રમાણે થાઓ!"

પછી તે પેલા ત્રણ શિષ્યોની પાસે ગયો, તો તેણે તેઓને ઉંઘતા જોયા. તેણે પીતરને કહ્યું, "શું! તમે એક કલાક પણ મારી સાથે ધ્યાન ધરી શકતા નથી? ધ્યાન ધરો અને પ્રાર્થના કરો, કે તમે પરીક્ષણમાં ન પડો. હું જાણું છું કે, આત્મા તો તત્પર છે ખરો, પણ શરીર નિર્બળ છે."

### ઇસુને પરસ્વાધીન કરવામાં આવે છે

ત્યાર પછી તેણે બીજી વખત જઇને પ્રાર્થના કરી કે, "ઓ મારા પિતા, જો આ પ્યાલો, હું તે પીઉં તે સિવાય મારી પાસેથી દૂર થઇ શકે એમ ન હોય, તો તારી ઇચ્છા પ્રમાણે થાઓ." પછી જ્યારે તે ફરી શિષ્યોની પાસે આવ્યો ત્યારે તેણે ફરીથી પણ તેમને ઉંઘતાજ જોયા, કેમકે તેઓની આંખો ઉંઘથી ઘેરાએલી હતી. તેથી તે તેમને એમ ને એમ મૂકીને પાછો ત્રીજી વાર ગયો, અને પહેલાંના જેવુંજ બોલીને તેણે પ્રાર્થના કરી. આખરે તેણે શિષ્યોની પાસે પાછા આવીને તેઓને કહ્યું કે, "શું! હજી ઉંઘો છો? હજી આરામ લો છો? માણસના દીકરાને પાપીઓના હાથમાં પરસ્વાધીન

કરવાની ઘડી પાસે આવી છે. ચાલો ઉઠો, આપણે જઇએ! જુઓ, મને પરસ્વાધીન કરનાર છેક પાસે આવી પહોંચ્યો છે!"

ઇસુ હજુ બોલતો હતો એટલામાં તો ગુરૂદ્રોહી યહુદા લગોલગ આવી પહોંચ્યો. તેની સાથે મુખ્ય યાજકોએ અને લોકોના આગેવાનોએ મોકલેલા લોકોનું મોટું ટોળું તરવારો તથા લાકડીઓ લઇને આવ્યું.

યહુદાએ તેઓની સાથે પહેલાંથીજ સંકેત કરી રાખ્યો હતો કે, "હું જેને ચુંબન કરીશ તેજ તે છે." તેથી હવે તે હિમ્મતથી ઇસુની પાસે ગયો અને "ગુરૂજી, સલામ!" એમ કહીને તેણે તેને સલામ કરી, અને તેને ચુંબન કર્યું. ત્યાર પછી કેટલાએકે આગળ ધસી જઇને તેને પકડી લીધો.

આથી ઇસુના સાથીઓમાંના એક જણે પોતાની તરવાર તાણી, અને મુખ્ય યાજકના ચાકર પર પ્રહાર કરીને તેનો કાન કાપી નાખ્યો. ઇસુએ તે મારનારની તરફ ફરીને તેને કહ્યું કે, "તારી તરવાર તેના મ્યાનમાં પાછી ઘાલ. હું તમને કહું છું કે, જેઓ તરવાર તાણે છે તેઓ સર્વે તરવારથીજ નાશ પામશે. પણ મને આટલું કરવા દો." એમ કહીને તેણે પેલા માણુસના કાનને અડકીને તેને સાજો કર્યો. પછી તેણે કહ્યું, "પણ મારો આકાશવાસી પિતા દૂતોની એક ફોજ હાલ પણ મારી પાસે મોકલી આપે એવી હું તેને વિનંતી કરી નથી શકતો, એમ તમે ધારો છો શું? પણ ત્યારે, એવું થવુંજ જોઇએ, એમ ધર્મશાસ્ત્રમાં જે લખેલું છે તે શી રીતે પૂર્ણ થશે?

ત્યાર પછી ઇસુને પકડવા આવેલા લોકોના ટોળા તરફ ફરીને ઇસુએ મોટેથી કહ્યું, "તમે તરવારો તથા લાકડીઓ લઇને જાણે કે લૂટારાને પકડવા આવ્યા હો તેમ મને પકડવાને બહાર આવ્યા છો, એમ કેમ? હું તો દરરોજ મંદિરમાં બેસીને બોધ કરતો હતો, પણ તમે મને પકડયો નહોતો. પણ આ તમારી ઘડી તથા અંધકારનું સામર્થ્ય છે." એ દરમિયાન તેના બધા ચેલાઓ તેને છોડીને નાસી ગયા.

## પ્રમુખયાજકની આગળ ઇસુની તપાસ

ત્યાર પછી સિપાઇઓ, તેઓનો અમલદાર અને યહુદી સિપાઇઓ, એ બધા મળીને ઇસુને બાંધીને તેને નવા ચુંટાએલા પ્રમુખયાજક કાયાફાસના સસરા આનાસની પાસે પ્રથમ લઇ ગયા.

હવે પીતર અને યોહાન આ સંઘની પાછળ પાછળ પ્રમુખયાજકના ઘર સુધી ગયા. યોહાન તો પ્રમુખયાજકનો ઓળખીતો હોવાથી ઇસુની સાથેજ ઘરના આંગણામાં દાખલ થયો, પણ પીતર તો દરવાજા આગળ બહાર ઉભો રહ્યો; આખરે યોહાને જઇને દરવાજો સાચવનારીને કહ્યું, એટલે તેણે તેને અંદર જવા દીધો. પછી પેલી દરવાજો સાચવનારીએ પીતરને પ્રશ્ન કર્યો કે, "શું તું પણ આ માણસના શિષ્યોમાંનો એક નથી?" તેણે જવાબ આપ્યો, "ના, હું નથી."

એ વખતે ઠંડી હોવાથી ચાકરો તથા સિપાઇઓ આંગણામાં તાપણી સળગાવીને તેની આજુબાજુ ઉભા રહીને તાપતા હતા. પીતર પણ પાસે ઉભો રહીને તાપતો હતો.

પછી પ્રમુખયાજક ઇસુને તેના શિષ્યો વિષે તથા તેના બોધ વિષે પૂછપરછ કરવા લાગ્યો. ઇસુએ જવાબ આપ્યો, "હું તો બધે પ્રગટમાંજ બોલ્યો છું. કોઇ સભાસ્થાનમાં કે મંદિરમાં જ્યાં સઘળા યહુદીઓ એકઠા થાય છે ત્યાં મેં હમેશાં બોધ કર્યો છે. ગુપ્તમાં મેં કંઇ શિખવ્યું નથી. ત્યારે તું મને કેમ પૂછે છે? જેઓએ મારી વાત સાંભળી છે તેઓને પૂછી જો; મેં જે કહ્યું છે તે તેઓ નિશ્ચે જાણે છે."

જ્યારે ઇસુએ આમ કહ્યું, ત્યારે પાસે ઉભા રહેલા સિપાઇઓમાંના એકે તેને તમાચો મારીને કહ્યું કે, "તું પ્રમુખયાજકને એવી રીતે ઉત્તર આપે છે?" ઇસુએ તે માણસની ભણી ફરીને જવાબ આપ્યો કે, "મેં જે કહ્યું તેમાં કંઇ ખોટું હોય તો તે જણાવ; પણ જો તેમાં કંઇ ખોટું ન હોય, તો તું મને કેમ મારે છે?"

ત્યાર પછી આન્નાસે તેને બાંધેલો ને બાંધેલો પ્રમુખયાજક કાયાફાસની પાસે મોકલ્યો.

## મહાસભાની બીજી બેઠક

એ દરમિયાન, મુખ્યયાજકો અને મહાસભાના સભ્યોએ સભા ભરી. તેઓ ઇસુને મારી નાખવાને માટે તેની વિરૂદ્ધ જુબાની મેળવવાનો પ્રયત્ન કરતા હતા, પણ એવું કંઇ તેમને મળ્યું નહિ. તેની વિરૂદ્ધ જુઠી જુબાની તો ઘણાએ આપી; પણ તેઓની જુબાની મળતી આવી નહિ.

આખરે કેટલાક લોકોએ ઉભા થઇને તેની વિરૂદ્ધ આવી જુઠી જુબાની પૂરી, "અમે જાતે આ માણસને એવું કહેતાં સાંભળ્યો છે કે, 'હાથે બનાવેલા આ મંદિરને હું પાડી નાખીશ, અને ત્રણ દહાડામાં વગર હાથે બનેલું હોય એવું બીજું મંદિર બાંધીશ.'" પરંતુ આ બાબતમાં પણ તેઓની જુબાની મળતી આવી નહિ.

આખરે પ્રમુખયાજકે ઉભા થઇને ઇસુને સંબોધીને કહ્યું કે, "શું તારે કંઇ જવાબ આપવાનો નથી? આ માણસો તારી વિરૂદ્ધ જે કહે છે તે બધું શું છે?"

પણ ઇસુ છાનો રહ્યો. આથી પ્રમુખયાજકે કહ્યું, "જીવતા દેવના નામમાં હું તને પૂછું છું કે, તું મસીહ દેવનો દીકરો છે કે નહિ, તે અમને કહે."

ઇસુએ કહ્યું, "હું છું." પછી પ્રમુખયાજકે પોતાનાં લુગડાં ફાડીને મોટેથી કહ્યું, "હવે આપણને બીજી કોઇ જુબાનીની શી અગત્ય છે? જુઓ, તેણે ઇશ્વરનિંદા કરી તે તમે પોતે સાંભળ્યું છે; હવે ત્યારે તમારો અભિપ્રાય શો છે?" તેઓએ જવાબ આપ્યો, "તે તો મરણને લાયક છે!" એમ કહીને તેઓ તેના મોં પર થુંકયા તથા તેઓએ તેને માર્યો; કેટલાકે તો તેની આંખે પાટો બાંધીને તેને મુક્કીઓ મારી, અને કહ્યું, "હવે, હે મસીહ, અમને કહી બતાવ! બોલ, તને મારનાર કોણ હતો!"

## પીતરે કરેલો ઇસુનો નકાર

આ દરમિયાન પીતર નીચે આંગણામાં હતો. તે વખતે પ્રમુખયાજકની દાસીઓમાંની એક પાસે આવીને પીતરને તાપતો જોયો. તેણે પીતર તરફ ધારી ધારીને જોયું અને પછી કહ્યું, "કેમ! તું તો આ ઇસુ નાઝારીની સાથેજ હતો!" પણ પીતરે નકાર કરીને કહ્યું, "તું શું કહે છે તે હું સમજતો નથી." એમ કહીને તે ખસી ગયો.

થોડી વાર પછી પાસે ઉભા રહેલા કોઇએ તેને કહ્યું કે, "નક્કી તું ઇસુના માણસોમાંનો એક છે; વળી તારી બોલી પરથી હું એમ પણ કહી શકું છું કે, તું ગાલીલનો છે." પણ આ સાંભળીને તો પીતર શાપ દેવા તથા સમ ખાવા લાગ્યો, અને કહ્યું કે, "હું તો એ માણસને ઓળખતો પણ નથી."

તેજ પળે બીજી વાર મરઘો બોલ્યો. તે બોલ્યો ત્યારે ઇસુએ ફરીને તેની તરફ ધારીને જોયું. ત્યારે, “ આ રાત્રેજ મરઘો બે વાર બોલ્યા અગાઉ તું ત્રણ વાર મારો નકાર કરશે,” એવું ઇસુએ પીતરને જે કહ્યું હતું તે તેને યાદ આવ્યું. ત્યારે તે ઘોર અંધકારમાં બહાર જઇને બહુ રડયો.

## ઇસુ પીલાતની આગળ

સવાર થઇ ત્યારે મુખ્ય યાજકોએ અને યહુદીઓના વડીલોએ ઇસુને કેવી રીતે મારી નાખવો એ વિષે મનસુબો કર્યો ; અને ફરીથી તેને બાંધીને તેઓ તેને લઇ ગયા અને તેઓએ તેને રૂમી હાકેમ પીલાતને હવાલે કર્યો.

ત્યારે પીલાતે યહુદીઓને પૂછ્યું કે, “ આ માણસની ઉપર તમે શું તોહોમત મૂકો છો ?” તેઓએ જવાબ આપ્યો, “ જો તે ગુનેગાર ન હોત તો અમે એને તને સોંપત નહિ.” પીલાતે કહ્યું, “ તમે પોતે એને લઇ જાઓ અને તમારા નિયમશાસ્ત્ર પ્રમાણે એનો ન્યાય કરો. તેઓએ કહ્યું, “ પણ કોઇને મારી નાખવાનો અમને અધિકાર નથી.”

ત્યારે પીલાતને ઢચુપચુ કરતો જોઇને તેઓ ઇસુની ઉપર પુષ્કળ તોહોમતો મૂકવા લાગ્યા, અને કહ્યું કે, “ આ માણસ અમારા લોકને ભુલાવે છે, એવું અમને માલમ પડયું છે. તેણે લોકોને કહ્યું કે, ‘ કૈસરને ખંડણી ન ભરો ;’ ” વળી તેણે એમ પણ પ્રગટમાં કહ્યું છે કે, “હું રાજા, મસીહ છું.’ ”

પણ ઇસુએ આ તોહોમતોનો કંઇ જવાબ વાળ્યો નહિ, તેથી પીલાતે તેની તરફ ફરીને કહ્યું કે, “ તેઓ તારા પર જે તોહોમતો મૂકે છે, તે શું તું સાંભળતો નથી ?” તેમ છતાં તેણે કંઇ પણ ઉત્તર આપ્યો નહિ, એક શબ્દ પણ તે બોલ્યો નહિ, જેથી હાકેમ બહુ આશ્ચર્ય પામ્યો.

તેથી પીલાતે ઇસુને પોતાની નજદીક બોલાવીને તેને કહ્યું, “ મને કહે, શું તું યહુદીઓનો રાજા છે ?” ઇસુએ જવાબ આપ્યો, “ શું તું આ પ્રશ્ન તારા પોતા તરફથીજ મને કરે છે, કે લોકોએ મારા વિષે જે કહ્યું છે તે પરથી તું પૂછે છે ?”

પીલાત બોલી ઉઠયો, “ શું ! હું યહુદી છું ? તારા પોતાના લોકોએ તથા મુખ્ય યાજકોએ તને મારે હવાલે કર્યો છે. તો મને કહી દે, તેં શું કર્યું છે ?” ત્યારે જવાબમાં ઇસુએ કહ્યું, “ હું તને સાચું કહું છું કે, મારૂં

રાજ્ય આ જગતનું નથી. જો એમ હોત તો મારા સેવકો મને યહુદીઓના હાથમાં સોંપતો અટકાવવાને લડયા હોત. મારૂં રાજ્ય બીજીજ જાતનું છે."

પીલાતે કહ્યું, "ત્યારે તું રાજા તો છે?" ઇસુએ જવાબ આપ્યો, "ખરેખર, હું રાજા છું. એજ માટે હું જનમ્યો છું અને આ જગતમાં આવ્યો છું, કે હું સત્ય વિષે સાક્ષી આપું." પીલાત બોલી ઉઠયો, "સત્ય! સત્ય શું છે?"

પછી પીલાતે ફરીથી યહુદીઓની તરફ ફરીને કહ્યું કે, "મને તો એનામાં કંઇ પણ ગુનો માલમ પડતો નથી." પણ તેઓએ બૂમ પાડીને કહ્યું, "ગાલીલથી માંડીને આ શહેર સુધી પોતાના બોધથી દરેક ઠેકાણે તે લોકોને ઉશ્કેરે છે."

## ઇસુને હેરોદની પાસે મોકલવામાં આવ્યો

જ્યારે પીલાતે જાણ્યું કે ઇસુ ગાલીલનો છે, ત્યારે તે હેરોદના તાબાનો છે એમ સમજીને તેણે તેને હેરોદની પાસે મોકલ્યો. આ વખતે હેરોદ યરૂશાલેમમાં હતો.

આ હેરોદે ઇસુ વિષે ઘણીવાર સાંભળ્યું હતું, અને તે તેને ઘણા વખતથી જોવા ચહાતો હતો, તેથી જ્યારે ઇસુને તેની પાસે લાવવામાં આવ્યો ત્યારે તે ઘણો ખુશી થયો. તેને આશા હતી કે ઇસુ કંઇ ચમત્કાર કરશે અને તે જોવાનું મળશે.

હેરોદે ઇસુને ઘણા પ્રશ્નો કર્યા, પણ ઇસુએ તેને કંઇજ ઉત્તર આપ્યો નહિ. એ દરમિયાન મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓ આજુબાજુ ઉભા ઉભા તેની ઉપર હેરોદની રૂબરૂ જુસ્સાથી તોહોમત મૂકતા હતા. હેરોદે તથા તેના સિપાઇઓએ ઇસુનો તિરસ્કાર તથા ઠઠ્ઠામશ્કરી કરીને તેને પીલાતની પાસે પાછો મોકલ્યો.

## પીલાતને ઇસુમાં કંઇ ગુનો માલમ પડતો નથી

હવે પીલાતે મુખ્ય યાજકોને તથા લોકોના આગેવાનોને એકઠા કરીને તેઓને કહ્યું કે, "આ માણસ લોકોને ભુલાવે છે, એવું તોહોમત તેના પર મૂકીને તમે તેને મારી પાસે લાવ્યા છો, પણ જો કે મેં તેની તપાસ કરી તોપણ એ તોહોમતો સંબંધી મને તેનામાં કંઇ ગુનો માલમ પડયો નહિ;

તેમજ હેરોદને પણ કંઇ ગુનો માલમ પડયો નહિ, કેમકે તેણે તેને અમારી પાસે પાછો મોકલ્યો. ખરૂં જોતાં તેણે મરણ પામવાને યોગ્ય કંઇજ કર્યું નથી, તેથી હું તેને થોડા ફટકા મરાવીને છોડી દઇશ. હા, પણ ઉભા રહો! એવો રિવાજ છે કે, આ પર્વ વખતે હું તમારી ખાતર તુરંગમાંના કેદીઓ-માંથી કોઇએકને છોડી દઉં." હવે તે વખતે તેઓની પાસે બારાબાસ નામનો એક પ્રખ્યાત બંદીવાન હતો. તેણે કોઇ હુલ્લડ વખતે ખૂન કર્યું હતું. ત્યારે મુખ્ય યાજકોએ તથા લોકોના વડીલોએ લોકોને હઠેઠથી સમજાવ્યા કે, તમે બારાબાસને માગો. પીલાત જાણતો હતો કે મુખ્ય યાજકોએ અદેખાઇથી ઇસુને મારે સ્વાધીન કરેલો છે, તેથી તેણે તેઓને પૂછયું કે, "આ બેમાંથી હું કોને તમારી ખાતર છોડી દઉં, એ વિષે તમારી શી મરજી છે?" ત્યારે તેઓએ બૂમ પાડીને કહ્યું કે, "બારાબાસને!" પીલાતે કહ્યું, "તો ઇસુ જેને મસીહ કહેવામાં આવે છે તેને હું શું કરૂં?" તેઓએ સામી બૂમ પાડીને કહ્યું, "એને વધસ્તંભે જડવામાં આવે!" પીલાતે ત્રીજી વાર પૂછયું, "શા માટે? તેણે શું ભુંડું કર્યું છે? તેનામાં મરણદંડ યોગ્ય મને કંઇ પણ જણાયું નથી, તેથી હું તો તેને ફટકા મરાવીને છોડી દઇશ."

તેથી પીલાતે ઇસુને ફટકા મરાવ્યા. પછી જ્યારે સિપાઇઓએ તેને પાછો આણ્યો ત્યારે એક મોટું ટોળું તેની આજુબાજુ એકઠું થયું. પછી કેટલાએકે તેનાં પોતાનાં કપડાં તેના પરથી ઉતારી લીધાં અને તેને એક જુનો કીરમજી ઝભ્ભો પહેરાવ્યો. પછી તેઓએ કાંટાનો મુગટ ગુંથીને તે તેને માથે મૂક્યો, તેના જમણા હાથમાં એક બરૂ આપ્યું, અને પછી તેની આગળ ઘુંટણે પડીને તેઓએ મશ્કરીમાં કહ્યું, "યહુદીઓના રાજાની જય!" છેવટે તે બરૂ તેઓએ તેના માથામાં ઘણી વાર માર્યું.

## પીલાતને લાગેલો ભય

પીલાતે ફરી બહાર આવીને લોકોને કહ્યું, "જુઓ, મને એનામાં કંઇ ગુનો માલમ પડતો નથી, એ તમે જાણો માટે હું એને તમારી પાસે બહાર લાવું છું." તે ઘડીએ ઇસુએ કાંટાનો મુગટ અને કીરમજી ઝભ્ભો પહેરેલો હતો. પીલાતે કહ્યું, "એ માણસ તરફ જરા જુઓ!" પણ જ્યારે મુખ્ય

યાજકોએ તથા સિપાઇઓએ તેને જોયો ત્યારે તેઓએ બૂમ પાડીને કહ્યું, "એને વધસ્તંભે જડો! વધસ્તંભે જડો!"

પીલાતે તેઓને કહ્યું, "તમે પોતે એને લઇને વધસ્તંભે જડો, કેમકે મને તો એનામાં કંઇ પણ ગુનો માલૂમ પડતો નથી."

યહુદીઓએ કહ્યું, "પણ અમારે નિયમશાસ્ત્ર છે; અને તેણે દેવના દીકરા હોવાનો દાવો કર્યો છે, માટે તે નિયમશાસ્ત્ર પ્રમાણે એણે મરણદંડ ભોગવવો જોઇએ!"

જ્યારે પીલાતે તેઓને ઇસુ વિષે આવું બોલતાં સાંભળ્યા ત્યારે તે પોતાના મનમાં ઘણો ગભરાયો, અને પાછા જઇને તેણે ઈસુને કહ્યું, "તું ક્યાંથી આવ્યો છે, તે મને કહે." પણ ઇસુ મુગો રહ્યો.

આ જોઇને પીલાતે તેની વધારે નજદીક જઇને તેને કહ્યું, "તું મને કેમ કંઇ ઉત્તર દેતો નથી? શું તને છોડી દેવાનો કે તને વધસ્તંભે જડાવવાનો અધિકાર મને નથી?"

ઇસુએ કહ્યું, "હું તને કહું છું કે, પ્રભુએ જો તને અધિકાર આપ્યો ન હોત, તો મારા પર તને કંઇ પણ અધિકાર હોત નહિ. તેથી જેણે મને તારા હાથમાં સોંપ્યો તે તારા કરતાં વધારે દોષિત છે."

આ સાંભળીને પીલાત ઇસુને છોડી દેવાને બહુ ઈંતેજાર થયો, પણ યહુદીઓએ તેની આ આનાકાની અને ઢીલ જોઇને બૂમ પાડીને કહ્યું, "સંભાળજે! જો તું એ માણસને છોડી દે તો તું બાદશાહનો મિત્ર નથી, એવું સાબિત થશે! તું સારી પેઠે જાણે છે તો ખરો કે જે કોઇ પોતાને રાજા ઠરાવે છે, તે બાદશાહનો દુશ્મન છે!"

ત્યારે પીલાતે ઇસુને બહાર લાવીને લોકોની આગળ બેસાડ્યો, અને કહ્યું, "પેલો રહ્યો તમારો રાજા!"

પણ તેઓએ વધારે આવેશમાં આવીને બૂમ પાડી કે, "એને દૂર કરો! દૂર કરો! વધસ્તંભે જડો!"

પીલાતે કહ્યું, "શું! તમારા રાજાને વધસ્તંભે જડાવું?"

મુખ્ય યાજકોએ કહ્યું, "અમારે તો બાદશાહ સિવાય બીજો કોઇ રાજા નથી!"

ત્યારે પીલાતે જોયું કે લોકો આગળ મારૂં કંઇ ચાલતું નથી, વળી ઉલટું હુલ્લડ થાય એવી ધાસ્તી છે, ત્યારે તેણે વાસણમાં પાણી મંગાવ્યું. પછી તેણે લોકોની આગળ પોતાના હાથ ધોઇને કહ્યું કે, "જુઓ, આ સારા માણસના મરણને માટે હું જવાબદાર નથી ; તમારે પોતે આ કામને માટે જવાબ આપવો પડશે." લોકોએ ઉત્તરમાં બૂમ પાડીને કહ્યું કે, "ઠીક, એનું લોહી અમારે માથે તથા અમારાં સંતાનને માથે!" હવે ઇસુને વધસ્તંભે જડવામાં આવે, એવા ઘાંટા તેઓએ વારંવાર પાડયા કર્યા, તેથી આખરે તેઓ ફાવ્યા, કારણ કે પીલાતે લોકોને શાંત પાડવાનું ઇચ્છીને તેઓની મરજી પ્રમાણે કરવાનો નિશ્ચય કર્યો. તેથી તેણે બંધીવાન બારાબાસને છુટો કર્યો, અને ઇસુને તેઓની મરજી પ્રમાણે કરવાને સોંપી દીધો.

## યહુદાનો પસ્તાવો

હવે ઇસુને પરસ્વાધીન કરનાર યહુદાએ જોયું કે ઇસુને તો મરણની સજા ફરમાવવામાં આવી, ત્યારે તેણે જે કર્યું હતું તેને લીધે તેને અતિશય શોક થયો, અને પેલા ત્રીસ રૂપિયા મુખ્ય યાજકોને તથા વડીલોને પાછા આપવાને ગયો. તેણે કહ્યું, "નિર્દોષ માણસને મરણ પામવાને પરસ્વાધીન કરવાથી મેં બહુ ખોટું કર્યું છે." તેઓએ માત્ર એટલો જવાબ આપ્યો કે, "તેમાં અમારે શું? તે તું જાણે!" એથી યહુદા તે પૈસા તેઓની આગળ મંદિરમાં ફેંકી દઇને જતો રહ્યો, અને જઇને તેણે ગળેફાંસો ખાધો.

## પ્રકરણ ૧૦ મું

# આ કરતાં મોટો પ્રેમ કોઇનો નથી

### ઇસુને વધસ્તંભે જડવામાં આવે છે

તેથી તેઓ ઇસુને લઇ ગયા અને પહેલાં તો તેઓએ તેનો પોતાનો વધસ્તંભ તેની પાસે ઉંચકાવ્યો (વધસ્તંભ એ મજબુત લાકડાંના પાટિયાંનો બનાવવામાં આવતો. આ બેમાંના નાના પાટિયાને મોટા પાટિયાની સાથે આડું જડી દેવામાં આવતું. દોષિત ઠરાવાએલા માણસને હાથ પહોળા રાખીને તે વધસ્તંભ પર સુવાડતા, અને તેના હાથમાં તથા પગોમાં ભારે ખીલા ઠોકીને તેને વધસ્તંભની સાથે જડી દેતા. આવી રીતે આ શિક્ષાના ભોગ થએલા માણસને વધસ્તંભ પર લટકાવીને વધસ્તંભને જમીનમાં ખોદેલા એક નાના ખાડામાં સીધો ઉભો કરતા.)

હવે જતાં જતાં જે વધસ્તંભ ઉંચકીને ઇસુ જતો હતો તે તેને એટલો ભારે લાગ્યો કે તે તેનાથી ઉંચકાય નહિ, તેથી સીમોન કરીને સામેથી આવનાર એક માણસ તેઓને મળ્યો તેની પાસે તેઓએ તે પરાણે ઉંચકાવ્યો.

લોકોનું એક મોટું ટોળું તેઓની પાછળ આવતું હતું, તેઓમાં કેટલીક સ્ત્રીઓ પણ હતી, તેઓ છાતી કુટતી હતી અને ઇસુને લીધે વિલાપ કરતી હતી. પણ ઇસુએ તેઓની તરફ પાછા ફરીને તેઓને કહ્યું કે, "યરૂશાલેમની દીકરીઓ, મારે માટે રડો મા, પણ તમારે પોતાને માટે તથા તમારાં છોકરાંને માટે રડો. કેમકે હું તમને ગંભીરતાથી કહું છું કે, એવો વિપત્તિનો સમય આવે છે કે, જ્યારે એમ કહેવામાં આવશે, 'જેઓ વાંઝણી છે અને જેઓએ કદી ધવાડયું નથી તેઓને ધન્ય છે.' તે વખતે લોકો પહાડોને બૂમ પાડીને કહેશે, 'અમારા પર પડો!' અને ટેકરીઓને કહેશે કે, 'અમને ઢાંકી દો!' કેમકે હજુ તો લાકડું લીલું છે છતાંએ તેઓ આમ કરે છે, તો તે સુકાયા પછી તેઓ શું કરશે!"

ઇસુની સાથે વધસ્તંભે જડવાને બે લૂટારાઓને પણ તેઓ વધસ્થાને લઇ જતા હતા; કારણ કે આ જાતની શિક્ષા માત્ર આ જાતના ગુનેગારોનેજ કરવામાં આવતી હતી. જે જગાએ ગુનેગારોને વધ કરવામાં આવતા હતા તે જગાને તેના ખોપરીના જેવા દેખાવ પરથી "ગલગથા" કહેવામાં આવતી હતી. આ જગાએ તેઓએ ઇસુને વધસ્તંભે જડયો, અને તેની સાથે પેલા બે ગુનેગારોને પણ એકને તેની જમણી તરફ અને બીજાને તેની ડાબી તરફ, એમ વધસ્તંભે જડયા. તેઓએ રિવાજ પ્રમાણે તેમને થોડો પિત્તવાળો ખાટો દ્રાક્ષરસ પીવાને આપ્યો, પણ ઇસુએ તે પીવાની ના પાડી.

હવે ઇસુ વધસ્તંભ પર ટંગાએલો હતો તે વખતે તેણે મોટેથી કહ્યું, "ઓ બાપ, આ લોકોને માફ કર, કેમકે તેઓ જે કરે છે તે તેઓ જાણતા નથી!"

એ દરમિયાન પીલાતે એક તોહોમતનામું તૈયાર કરાવીને વધસ્તંભ પર લગાડયું. તેમાં આ શબ્દો લખેલા હતા:

"ઇસુ નાઝારી, યહુદીઓનો રાજા."

તોહોમતનામું યહુદીઓના વાંચવામાં આવ્યું, કારણ કે જે જગાએ ઇસુને વધસ્તંભે જડવામાં આવ્યો હતો તે જગા શહેરની પાસે હતી. ત્રણ જુદી જુદી ભાષામાં લેખ લખવામાં આવ્યો હતો, એટલે હેબ્રી, લાટિન અને ગ્રીક.

પણ મુખ્ય યાજકોએ વાંધો ઉઠાવીને પીલાતને કહ્યું કે, "'યહુદીઓનો રાજા' એમ ન લખ, પણ એમ લખ કે, 'તેણે કહ્યું કે, હું યહુદીઓનો રાજા છું.'" પણ પીલાતે એટલોજ જવાબ આપ્યો કે, "મેં જે લખ્યું, તે લખ્યું."

## વધસ્તંભે જડાએલાઓની મશ્કરી

ત્યાં થઇને જનારા ઘણા લોકોએ ઇસુનો તિરસ્કાર કર્યો; વળી મશ્કરીમાં તેની તરફ પોતાનાં માથાં હલાવીને તેઓ કહેતા હતા કે, "વાહરે, મંદિરને પાડી નાખનાર તથા તેને ત્રણ દિવસમાં પાછું બાંધનાર, તું પોતાને બચાવ!" બીજાઓએ કહ્યું, "જો તું દેવનો પુત્ર હોય તો તું વધસ્તંભ પરથી ઉતરી આવ." તેજ પ્રમાણે મુખ્ય યાજકોએ તથા શાસ્ત્રીઓએ તેની મશ્કરી કરતાં

એકબીજાને કહ્યું, "એણે બીજાઓને બચાવ્યા, પણ એ પોતાને બચાવી શકતો નથી! એણે દેવ પર ભરોસો રાખ્યો; જો દેવ તેના પર પ્રેમ રાખતો હોય, તો તે હમણાંજ તેને છોડાવે, કેમકે તેણે કહ્યું હતું કે 'હું દેવનો પુત્ર છું.'"

આ બધી મશ્કરી સાંભળીને ઇસુની બાજુએ જડાએલા ગુનેગારોમાંનો એક તેની નિંદા કરવા લાગ્યો અને કહ્યું કે, "શું તું મસીહ નથી? તો તું તને પોતાને તથા અમને બચાવ!" પણ બીજા ગુનેગારે પેલાને ધમકાવીને કહ્યું, "શું તું દેવથી પણ બીનો નથી? જેમ તે શિક્ષા ભોગવે છે તેમ તું પણ શિક્ષા ભોગવે છે, પણ આપણે તો વાજબી રીતે શિક્ષા ભોગવીએ છીએ; આપણને તો માત્ર આપણાં કામનું યોગ્ય ફળ મળે છે, પણ એણે કંઇ પણ ખોટું કર્યું નથી!"

પછી ઇસુને સંબોધીને તેણે કહ્યું, "હે ઇસુ, જ્યારે તું રાજ્ય કરવાને આવે ત્યારે મને ભૂલતો ના!" ઇસુએ જવાબ આપ્યો, "હું તને ખચીત કહું છું કે આજેજ તું મારી સાથે પારાદિસમાં હોઇશ!"

## ઇસુની મહા વેદના

હવે ઇસુના વધસ્તંભની પાસે તેની મા મરિયમ તથા તેની માની બેન ઉભી હતી. ઇસુએ તેને જોઇ, અને તેની પાસે તેનો શિષ્ય યોહાન, જેના પર તે પ્રેમ રાખતો હતો, તેને જોયો, ત્યારે તેણે પોતાની માને કહ્યું, "પેલો રહ્યો તારો દીકરો;" અને તે શિષ્યને કહ્યું, "પેલી રહી તારી મા." તેજ વખતથી યોહાને તેને પોતાના ઘરમાં લીધી.

તે દિવસે બપોરે તે આખા દેશ પર ચમત્કારિક અંધકાર છવાઇ રહ્યો, અને તે બપોરથી ત્રણ વાગ્યા સુધી ચાલુ રહ્યો. ત્રણ વાગે ઇસુએ મોટે ઘાંટે બૂમ પાડીને કહ્યું કે, "મારા દેવ, તેં મને કેમ મૂકી દીધો છે?"

થોડી વાર પછી ઇસુએ પાછી બૂમ પાડી, "મને તરસ લાગી છે!" હવે પાસે એક વાસણ પડેલું હતું અને તેમાં થોડો ખાટો દ્રાક્ષરસ હતો; તેથી આ દ્રાક્ષરસમાં વાદળી ભીંજવીને એક બરૂ ઉપર મૂકીને તેઓએ તે તેના હોઠ આગળ ધરી; તે ચાખ્યા પછી ઇસુએ કહ્યું, "સંપૂર્ણ થયું!" અને ત્યાર પછી મોટે સાદે તેણે આ શબ્દો ઉચ્ચાર્યા, "ઓ બાપ, હું મારો આત્મા તારા હાથમાં સોંપું છું." આવું બોલ્યા પછી તેણે પ્રાણ છોડયો.

## ધરતીકંપ

તેજ પળે યરૂશાલેમના મોટા મંદિરમાં જે પડદો હતો તે ઉપરથી નીચે સુધી ફાટીને તેના બે ભાગ થઇ ગયા, ધરતી કાંપી, ખડકો ફાટી ગયા, અને કબરો ઉઘડી ગઇ. રૂમી સુબેદાર અને તેની સાથેના માણસો જેઓ ઇસુ પર નજર રાખતા હતા તેઓએ ધરતીકંપ તથા જે બધું થયું તે જોયું ત્યારે તેઓને બહુ બીક લાગી અને તેઓ બોલી ઉઠયા, "આ ખરેખર દેવનો પુત્ર હતો."

જે લોકો ત્યાં આજુબાજુ એકઠા થયા હતા તેઓએ જ્યારે આ બધું જોયું ત્યારે તેઓ પોતાની છાટી કુટતા પોતાને ઘેર ગયા.

હવે તે દિવસ પર્વની તૈયારીનો દિવસ હતો, તેથી વિશ્રામવારે તેઓનાં મુડદાં વધસ્તંભ પર પડયાં ન રહે માટે યહુદીઓના આગેવાનોએ પીલાતની પાસે જઇને તેને કહ્યું કે, "એ વધસ્તંભે જડાએલાઓના પગ ભંગાવીને તેઓનાં શરીર ઉતારી લેવડાવ." તે પ્રમાણે સિપાઇઓએ જઇને ઇસુની સાથે જેઓને વધસ્તંભે જડવામાં આવેલા હતા તેઓના પગ ભાંગ્યા; પણ તેઓ ઇસુની પાસે આવ્યા ત્યારે તેઓને માલમ પડયું કે, એ તો ક્યારનોએ મરી ગએલો છે, તેથી તેઓએ તેના પગ ભાંગ્યા નહિ. તોપણ એક સિપાઇએ પોતાનો ભાલો તેની કૂખમાં ઘોંચ્યો, અને આવી રીતે જે ઘા થયો તેમાંથી એકદમ પાણી અને લોહી નીકળ્યાં.

## દફન

હવે યુસફ નામે આરીમથાઇનો એક ધનવાન માણસ હતો. તે યહુદીઓની મહાસભાનો સારા દરજ્જાનો સભ્ય હતો અને તેણે મહાસભાના ઇસુ સંબંધીના કામમાં પોતાની સમ્મતિ આપી નહોતી. તે સાંજ પડતાં પીલાતની પાસે હિમ્મતથી ગયો અને ઇસુનું શરીર ઉતારી લેવાની તેની પાસેથી પરવાનગી માગી. આ યુસફ ઇસુનો ચેલો થયો હતો ખરો, પણ તેણે એ વાત યહુદીઓની ધાકને લીધે પ્રગટ કરી નહોતી. ઇસુ ક્યારનોએ મરી ગયો છે એવું સાંભળીને પીલાતને અચંબો લાગ્યો, તેથી તેણે પહેલાં તો પોતાના એક સુબેદારને તે વિષે તપાસ કરવાને મોકલ્યો. ઇસુ નક્કી મરી ગયો છે એવી પીલાતને ખાતરી થઇ એટલે તેણે યુસફને તેની લાસ લઇ જવાની પરવાનગી આપી.

પછી યુસફ તથા તેની સાથે ઇસુનો બીજો એક શિષ્ય નીકોદેમસ જે રાત્રે ઇસુની પાસે આવતો હતો, તેઓએ યહુદીઓની દફનની રીત પ્રમાણે ઇસુની લાસ લઇને તેને શણના કપડામાં વીંટાળી, અને તેને સુગંધી-દ્રવ્ય લગાડયું. જે જગાએ ઇસુને વધસ્તંભે જડવામાં આવ્યો હતો તેની પાસે એક વાડી હતી, અને વાડીમાં ખડકમાં કોતરેલી એક નવી કબર હતી, જેમાં કદી કોઇને મૂકવામાં આવ્યું નહોતું. ત્યાં તેઓએ ઇસુને મૂક્યો, અને કબરમાં કોઇ પેસે નહિ માટે તેના મુખ પર તેઓએ એક પત્થર ગબડાવી મૂક્યો.

બીજે દિવસે મુખ્ય યાજકો તથા ફરોશીઓ પીલાતની પાસે આવ્યા, અને કહ્યું, "સાહેબ, અમને યાદ આવે છે કે, આ ઠગ જ્યારે જીવતો હતો ત્યારે તેણે કહ્યું હતું કે, 'ત્રીજે દિવસે હું પાછો ઉઠીશ.' તેથી અમે તને કહીએ છીએ કે ત્રીજા દિવસ લગી કબર પર જાપતો રાખ, રખેને તેના શિષ્યો આવીને તેના શબને ચોરી લઇ જાય, અને પછી લોકોને કહે કે, 'તે મુએલાંઓમાંથી ઉઠયો છે.' એમ થાય તો પહેલીના કરતાં છેલ્લી ભૂલ વધારે હરકતકારક નીવડશે."

પીલાતે જવાબ આપ્યો, "વારૂ, તમને ચોકીદારો લઇ જવાની રજા છે; જઇને તમારાથી બને તેવો કબરનો જાપતો રાખો."

તેથી તેઓએ જઇને કબરના મોં પર મૂકેલા પત્થર પર મુદ્રા કરી અને ત્યાં પહેરો મૂકીને કબરનો જાપતો રાખ્યો.

## પ્રકરણ ૧૧ મું

# ઇસુનું પુનરૂત્થાન અને સ્વર્ગારોહણ

### ખાલી કબર

અઠવાડિયાને પહેલે દિવસે સૂર્યોદય પહેલાં એક મોટા ધરતીકંપથી તે બધી જગા ઓચિંતી હાલી. પ્રભુના એક દૂતે આવીને કબર પરનો પત્થર ગબડાવી દીધો અને તેની ઉપર તે બેઠો. તેનું સ્વરૂપ વિજળીના જેવું પ્રકાશિત હતું અને તેનાં વસ્ત્ર હિમ જેવાં સફેત હતાં. આ જોઇને પહેરેગીરો ખુબ ધ્રુજવા લાગ્યા, અને મુએલા માણસોના જેવા થઇ ગયા.

હજુ તો અંધારૂં હતું એટલામાં માગદાનની મરિયમ માગદાલેણ તથા બીજી કેટલીક સ્ત્રીઓ કબરે આવી. તેઓએ જોયું તો પત્થર ખસેડી દેવામાં આવ્યો હતો, પણ જ્યારે તેઓ અંદર ગઇ ત્યારે તેઓને ઇસુનું શબ મળ્યું નહિ. શું થયું હશે એ વિષે તેઓ મુંઝવણમાં હતી એટલામાં ચળકતાં કપડાં પહેરેલા બે પુરૂષો ઓચિંતા તેમની આગળ દેખાયા. આ સ્ત્રીઓ તો બહુજ બી ગઇ, અને ભૂમિ પર ઉંધી પડી. પણ પેલા પુરૂષોએ તેમને કહ્યું કે, "જે જીવતો છે તેને મરી ગએલાંમાં શોધવા તમે આવ્યાં છો, એમ કેમ? તે અહીં નથી; તે તો ઉઠયો છે. તે તમારી સાથે ગાલીલમાં હતો ત્યારે તેણે તમને કહ્યું હતું કે, દુષ્ટ માણસોના હાથમાં મારે સોંપાવાનું છે; અને વધસ્તંભે જડાવાનું છે, પણ ત્રીજે દિવસે હું પાછો ઉઠીશ, તે યાદ કરો."

ત્યારે ઇસુએ જે કહ્યું હતું તે તેમને યાદ આવ્યું. પછી કબરને છોડીને તેઓ પીતર તથા યોહાનની પાસે દોડતી ગઇ, અને તેઓએ જે જે જોયું તથા સાંભળ્યું હતું તે સર્વ તેમને કહી સંભળાવ્યું.

આ સ્ત્રીઓની વાત પેલા બે શિષ્યોને માનવા જેવી ન લાગી, તોપણ તેઓ કબર તરફ જવા ઉપડ્યા. થોડી વારમાં તેઓએ દોડવા માંડયું, પણ યોહાન પીતરની આગળ નીકળી ગયો અને કબરે પહેલો પહોંચ્યો. તેણે વાંકા વળીને અંદર ડોકિયું કર્યું તો જે શણનાં કપડાંમાં ઇસુને લપેટયો હતો

તે ત્યાં પડેલાં જોયાં, પણ તે અંદર પેઠો નહિ. પરંતુ પીતર આવી પહોંચ્યો એટલે તે તો તરત કબરમાં પેઠો, અને શણનાં કપડાં જાણે તેમને કોઇ અડયુંજ ન હોય એવી રીતે ત્યાં પડેલાં હતાં, તે જોયાં. પછી યોહાન પણ કબરમાં પેઠો અને જાતે જોઇને મનમાં ખાતરી પામ્યો. પણ આટલું હોવા છતાંએ તેઓ સમજ્યા નહિ કે આ તો શાસ્ત્રમાં કહેલું હતું કે તેણે મરી ગએલાંઓમાંથી પાછા ઉઠવું જોઇએ તે પૂરૂં થયું છે. પછી તેઓ પાછા ઘેર ગયા.

એ દરમિયાન માગદાનની મરિયમ પાછી આવીને કબરની બહાર રડતી ઉભી રહી હતી. રડતાં રડતાં તેણે વાંકી વળીને કબરમાં જોયું તો શ્વેત કપડાં પહેરેલા પેલા બે દૂતોને, ઇસુનું શબ જ્યાં મૂકવામાં આવ્યું હતું ત્યાં એકને ઓશીકે અને બીજાને પાંગતે એમ બેઠેલા જોયા.

તેઓએ તેને પૂછયું, "તું કેમ રડે છે?"

તેણે જવાબ આપ્યો, "હું એ માટે રડું છું કે તેઓ મારા પ્રભુને લઇ ગયા છે, અને તેઓએ તેને ક્યાં મૂક્યો છે તે હું જાણુતી નથી."

## ઇસુ પોતાનું દર્શન દે છે

આટલું કહ્યા પછી તે પાછળ ફરી તો તેણે ઇસુને પાસે ઉભો રહેલો જોયો, પણ તેણે તેને ઓળખ્યો નહિ. ત્યારે ઇસુએ તેને કહ્યું, "તું કેમ રડે છે? તું કોને શોધે છે?" હવે મરિયમે ધાર્યું કે એ તો માળી હશે, તેથી તેણે કહ્યું, "સાહેબ, જો તેને લઇ જનાર તું હોય તો, હું તને વિનંતી કરૂં છું કે, તેં તેને ક્યાં મૂક્યો છે તે મને કહે, એટલે હું પોતે તેને લઇ જઇશ."

ત્યારે ઇસુએ કહ્યું, "મરિયમ!" અવાજ ઓળખતાંજ તે સ્ત્રીએ કહ્યું, "પ્રભુ!" પછી તે તેની ભણી જવા લાગી. ત્યારે ઇસુએ કહ્યું, "બસ! મને વળગ નહિ. હજી તો મારે મારા બાપ પાસે ચઢી જવાનું છે. પણ મારા ભાઇઓની પાસે જા, અને જેટલું તું જાણે છે તે તેઓને જણાવ, અને તેમને કહે કે, હું મારા બાપ તથા તેઓના બાપ અને મારા દેવ તથા તેઓના દેવની પાસે ચઢી જાઉં છું."

ત્યારે મરિયમે જઇને શિષ્યોને કહ્યું કે મેં ખરેખર પ્રભુને જોયો છે, અને તેણે આ વાતો મને કહી છે.

## સિપાઇઓનું જુઠ

એટલામાં કેટલાક ચોકીદારોએ શહેરમાં આવીને જે જે થયું હતું તે બધા વિષે મુખ્ય યાજકોને ખબર આપી. મુખ્ય યાજકોએ લોકોના વડીલોની સાથે મળીને મસલત કર્યા પછી સિપાઇઓને પૈસાની મોટી મોટી રકમો આપી, અને તેમને કહ્યું, "તમારે એવી ખબર ફેલાવવી કે, ઇસુના શિષ્યો રાત્રે આવીને અમે ઉંઘતા હતા તે વખતે તેને ચોરી લઇ ગયા." વળી તેઓએ કહ્યું કે, "જો આ વાતની ખબર હાકેમને કાને પહોંચશે તો અમે તેને સંતોષ વળે એવી વાત કહીને તમને બચાવી લઇશું." તે પ્રમાણે સિપાઇઓએ પૈસા લીધા, અને જેમ તેમને કહેવામાં આવ્યું હતું તેમ તેઓએ કર્યું. આ વાત યહુદીઓમાં ઘણા વખત સુધી ચાલુ રહી.

## ઇસુ ફરીથી દર્શન દે છે

તેજ દિવસે બે શિષ્યો યરૂશાલેમથી આસરે સાતેક માઇલ દૂર આવેલું એમ્માસ કરીને એક ગામ હતું, ત્યાં ચાલતા જતા હતા; તેઓ ચાલતા ચાલતા આ જે બધી બીનાઓ ઇસુના સંબંધમાં બની હતી તે વિષે વાતચિત કરતા હતા. તેઓ આમ વાત કરતા ચાલ્યા જતા હતા, તેવામાં ઇસુ પોતે તેમની પાસે આવીને તેમની સાથે થયો.

ઇસુએ તેઓને પૂછ્યું, "તમે આટલી બધી આતુરતાથી જે વાત કરો છો તે શું છે?" તેઓ સ્તબ્ધ થઇ ગયા અને તેની તરફ ફરીને ઢીલે મોઢે બોલ્યા, "શું! યરૂશાલેમમાં તું કોઇ એકલવાયો પરદેશી છે કે આ છેલ્લા થોડા દિવસોથી જે બીનાઓ બન્યા કરે છે તે વિષે તું અજાણ્યો દેખાય છે?" ઇસુએ પૂછ્યું, "કયી બીનાઓ?" તેઓએ પ્રત્યુત્તર આપ્યો, "કેમ, ઇસુ નાઝારી વિષેની! તે ખરેખર દેવની આગળ તથા સઘળા લોકની આગળ પ્રબોધક હતો, અને કામમાં અને બોધમાં પરાક્રમી હતો. પણ અમારા મુખ્ય યાજકોએ અને અધિકારીઓએ તેને મરણ પામવાને સોંપી દીધો, અને ખરેખાત તેને વધસ્તંભે જડયો. અમને તો એવી આશા હતી કે ઇસ્રાએલના લોકોનો છોડાવનાર, જેના વિષે વચન આપવામાં આવ્યું હતું, તેજ એ નીવડશે; પણ શું કરીએ! તે તો મરી ગયો; તેને મરી ગયાને આજે ત્રણ દિવસ પણ થયા છે. તોપણ અજાયબ જેવું એ

છે કે, અમારી સાથેની કેટલીક સ્ત્રીઓએ અમને ચમકાવનારી ખબર આપી છે. તેઓ પરોઢિયે કબરે ગઇ, તો ઇસુનું શબ તેઓને મળ્યું નહિ; પછી તેઓ અમને એવું કહેવાને આવી કે, તે ખાલી કબર આગળ અમને તો દૂતોનું દર્શન થયું, અને તેઓએ અમને જણાવ્યું કે, ઇસુ તો જીવતો છે. અમારામાંના કેટલાએક કબરે ગયા, તો જેવું સ્ત્રીઓએ કહ્યું હતું તેવુંજ તેઓને પણ માલમ પડયું, પણ તેને તેઓએ જોયો નહિ."

ત્યારે તેણે તેઓને કહ્યું, "ઓ અણુસમજુ માણસો, પ્રબોધકોએ આટલું બધું જણાવ્યું છે, છતાં તમે તે પર વિશ્વાસ કરવામાં કેટલા બધા મંદ છો! મસીહે પોતાના મહિમામાં દાખલ થયા પહેલાં આ રીતે સહન કરવાનુંજ હતું તે શું તમે સમજ્યા નથી?" ત્યાર પછી સતશાસ્ત્રમાં મુસાથી માંડીને સર્વ પ્રબોધકોનાં પુસ્તકોમાં જ્યાં જ્યાં પોતા વિષે લખેલું હતું તે બધું તેણે તેમને સમજાવ્યું.

થોડી વારમાં તેઓ જે ગામ જતા હતા તેની પાસે આવી પહોંચ્યા. ઇસુ તો જાણે એથી આગળ જવાનો હોય તેમ આગળ ચાલ્યો, પણ તેઓએ તેને પોતાની સાથે રહેવાની વિનંતી કરીને કહ્યું કે, "જો, સાંજ પડવા આવી છે, સૂર્ય ક્યારનોય નમી ગયો છે." તેથી તે તેઓને ત્યાં ઉતરવા ગયો, અને જ્યારે તે તેઓની સાથે જમવા બેઠો ત્યારે તેણે પોતાના હાથમાં રોટલી લીધી અને ઉપકારસ્તુતિની પ્રાર્થના કરીને તે ભાંગી અને તે તેઓને આપી.

એકદમ તેઓની આંખો ઉઘડી ગઇ, અને તેઓએ તેને ઓળખ્યો, પણ બીજીજ પળે તે તેઓની દૃષ્ટિથી અદૃશ્ય થઇ ગયો. પછી તેઓએ એક બીજા તરફ ફરીને આવેશમાં કહ્યું, "તે માર્ગે આપણી સાથે વાત કરતો હતો, અને આપણને ધર્મલેખનો ખુલાસો કરી બતાવતો હતો ત્યારે શું આપણાં હૃદયો આપણામાં ઉલ્લાસી નહોતાં લાગતાં!"

## શિષ્યોનો અચંબો અને આનંદ

તેઓ ઉઠીને વિના ઢીલ યરૂશાલેમ પાછા ગયા, તો ત્યાં તેઓએ ઇસુના ચેલાઓને તથા તેમના બીજા મિત્રોને બધાને એકઠા મળેલા જોયા; તેઓની પાસેથી તેઓએ સાંભળ્યું કે ઇસુ ખરેખર ઉઠયો છે, અને પીતરને

દેખાયો છે. ત્યારે પેલાઓએ પણ માર્ગમાં બનેલી હકીકત જણાવી, અને કેવી રીતે રોટલી ભાંગતાં તેઓએ તેને ઓળખી કાઢયો હતો તે તેમને કહી જણાવ્યું.

તેઓ બધા એક ઓરડીમાં એકઠા થએલા હતા, અને તેનાં બારણાં, તેઓને યહુદીઓની બીક લાગતી હતી, માટે સાવચેતીથી બંધ કરવામાં આવ્યાં હતાં. તેઓ હજી તો વાતો કરતા હતા એટલામાં ઇસુ પોતે ઓચિંતો તેઓની વચમાં દેખાયો, અને તેણે તેમને કહ્યું, 'તમને શાંતિ થાઓ!" તેઓ ચમકી ગયા એટલુંજ નહિ પણ ગભરાઇ ગયા, કારણ કે તેઓને એમ લાગ્યું કે, આપણને કોઇ આભાસ દેખાયો. પણ તે તેઓને ખાતરી આપવાને એકદમ બોલ્યો, અને કહ્યું, "તમે એમ કેમ ચમકી જાઓ છો? તમારા મનમાં આવા સંદેહ કેમ ઉઠે છે? મારા હાથ તથા પગ તરફ જુઓ! જુઓ! એ હું પોતેજ છું! મને હાથ અડકાડો અને જુઓ; જેમ તમે જુઓ છો કે મને માંસ તથા હાડકાં છે તેમ આત્માને હોતાં નથી!" પણ હજીએ તેઓ એટલા બધા અચરત પામેલા હતા કે, ખુદ આનંદનેજ લીધે તેઓ માની શકયા નહિ. ત્યાર પછી તેણે તેઓને કહ્યું, "તમારી પાસે અહીં કંઇ ખાવાનું છે?" તેઓએ તેને શેકેલી માછલીનો એક કકડો આપ્યો, એટલે તેણે તે લઇને તેઓની આગળ ખાધો.

હવે અગીઆર શિષ્યોમાંનો એક જે થોમા કરીને હતો, તે જ્યારે ઇસુ આવ્યો, ત્યારે તેઓની સાથે નહોતો; તેથી જ્યારે પેલાઓએ તેને કહ્યું કે, "અમે ઇસુને જોયો છે," ત્યારે તે બોલી ઉઠયો, "હું જાતે તેના હાથમાં ખીલાઓના વેહ જોઉં નહિ, અને જ્યાં ખીલા ઠોકવામાં આવ્યા હતા ત્યાં મારી આંગળી મૂકું નહિ, અને તેની કૂખમાંના ઘામાં મારો હાથ ઘાલું નહિ, ત્યાં સુધી હું તે માનવાનોજ નથી!"

આઠ દિવસ પછી ફરીથી શિષ્યો તેજ ઘરમાં એકઠા થએલા હતા, અને થોમા પણ તેઓની સાથે હતો. તે વખતે બારણાં બંધ કરેલાં હોવા છતાં ઇસુ અંદર દાખલ થયો, અને અગાઉની પેઠે તેઓની વચમાં ઉભા રહીને તેણે કહ્યું, "તમને શાંતિ થાઓ! પછી થોમાની તરફ ફરીને તેણે કહ્યું, "મારા હાથ જો; અહીં આવ, તારી આંગળી અહીં મૂક, અને તારો હાથ અહીં મારી કૂખમાં ઘાલ; હવે અવિશ્વાસી ન રહે."

થોમા બોલી ઉઠયો, "મારા પ્રભુ, અને મારા દેવ!" ઇસુએ તેને કહ્યું, "તેં મને જોયો છે માટે તું વિશ્વાસ કરે છે; જેઓએ મને જોયો નથી છતાં જેઓ વિશ્વાસ કરે છે તેઓને ધન્ય છે!"

## ઇસુનું છેલ્લું ફરમાન અને વચન

તે દિવસોમાં ઇસુએ તેના અગીઆર શિષ્યોને પોતાની પાસે બોલાવીને તેઓને કહ્યું, "આકાશ તથા પૃથ્વી પર મને સંપૂર્ણ અધિકાર આપવામાં આવ્યો છે. માટે જાઓ, અને સર્વ દેશનાઓને શિષ્ય કરો. પિતા, પુત્ર તથા પવિત્ર આત્માને નામે તેઓને બાપ્તિસ્મા આપો, અને મેં તમને જે જે આજ્ઞાઓ આપી છે તે સર્વ પાળવાનું તેઓને શિખવો, અને હું તમારી સાથે હમેશ, જગતના અંત સુધી, રહીશ."

છેવટે, એક દિવસ તે તેઓને બેથાનીઆ સુધી લઇ ગયો, અને ત્યાં તેણે પોતાના હાથ ઉંચા કરીને તેઓને આશીર્વાદ આપ્યો; અને એમ કરતો કરતો તે તેઓનાથી જૂદો પડયો, અને તેઓની દૃષ્ટિ આગળથી લઇ લેવામાં આવ્યો. પછી તેઓ બહુ આનંદ કરતા કરતા યરૂશાલેમ પાછા આવ્યા, અને તેઓ નિત્ય મંદિરમાં દેવની સ્તુતિ કરતા હતા. પછી તેઓએ જઇને સર્વ ઠેકાણે સુવાર્તા પ્રગટ કરી; અને તેઓ બોધ કરતા તથા લોકોને સાજા કરતા ત્યારે ઇસુ પોતે તેઓની સાથે હતો.

સમાપ્ત